# ૬ નવી વાતો.

લેખક : જદુરાય હ. ખંધડીયા.




કિંમત રૂ. ૩૧= [illegible]

ધી જનરલ બુક ડીપો, ૧૧૬, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

# બીજી આવૃત્તિની

# પ્રસ્તાવના



૧૯૨૭ માં પહેલી આવૃત્તિ પ્રગટ થયા પછી, આ બીજી આવૃત્તિ ૧૯૩૪ માં પ્રગટ થાય છે એનો અર્થ એમ નથી કે પહેલી આવૃત્તિને "ચટણી થઇ જતા" ૭ વર્ષ લાગ્યા! ખરી હકીકત એ છે કે ૧૯૨૯ થીજ તેની એક પણ નકલ બજારમાં તો મળતી ન્હોતી પણ મારી પાસે પણ ન રહી અને તે એટલે સુધી કે એક મહારાજાને મારા બધા પુસ્તકો ભેટ આપતી વખતે એ એકજ ઘટી પડયું અને મારી ભેટની સોનાની થાળીમાં એ લોઢાની મેખ રહી ગઇ! એટલે કે ખરૂં જોતાં આજ ચાર વરસથી તેની ખોટ લેખકને, વેચકને અને વાચકને સાલતી હતી અને તે પુરી પાડવા માટે મારા પ્રકાશક મીત્ર રા. પરમાનંદ ભાઇએ હવે કસર કસી તે માટે તેમનો આભારી છું સાથે સાથે ગુજરાતની વાચક જનતાએ પણ તેને જે આવકાર આપ્યો છે તે માટે તેનો આભાર પણ માની લઉં છું.

કલકત્તા.
તા. ૧૮-૧૨-૧૯૩૩.

સેવક,
જદુરાય ડી. ખંધડીઆ.

# ૧ લી આવૃતિની

# પ્રસ્તાવના.



પુસ્તક બ્હાર પડે ત્યારે તેમાં પ્રસ્તાવના હોવીજ જોઇએ એવો કંઇ નિયમ નથી. એ ફેશન પણ નથી. કદાચ તે નિયમ અથવા ફેશન હોય તો તેને વશ થઇને હું આ લખતો પણ નથી. પ્રસ્તાવનાનો હેતુ એટલોજ હોય છે કે પુસ્તકનો હેતુ શું છે અને તે કેવા સંજોગોમાં પ્રગટ થાય છે તે તેમાં જણાવી શકાય. એ હેતુ આજ કાલની કેટલી પ્રસ્તાવનાઓમાં જળવાતો હશે તે કહેવું મુશ્કેલ છે! કારણ કે અનેક પ્રસ્તાવનાઓ અપ્રસ્તુત, અનેકમાં માથું નાનું ને પાઘડી મોટી, અનેકમાં "આપકી લાપસી ને પારકી કુશ્કી" જેવી શેખી, એવું એવું જોઇએ છીએ ત્યારે લાગે છે કે પ્રસ્તાવનાના ખરા હેતુ મરી ગયા છે, બદલાઇ ગયા છે! મારી આ પ્રસ્તાવનામાં તેનો હેતુ ક્ષેમ કુશળ જળવાય છે કે નહિ તે મારા વાચકો જાણે.

કોઇ હુન્નર, ઉદ્યોગ, કલા કે વિજ્ઞાનનું એકાદું પુસ્તક હોય તો તો જાણે તેનો હેતુ પ્રસ્તાવનામાં સમજાવાય પણ વળી વાર્તાઓને તે એવા કયા મોટા હેતુ હોય? વાર્તાઓથી વાચકને બે ઘડી ગમ્મત સાથે જ્ઞાન અથવા જ્ઞાન સાથે ગમ્મત મળે છે એ સિવાય એનો બીજો ઉપયોગ હોતો નથી. મારી આ વાર્તાઓને પણ એજ હેતુ હોય અને તે સધાય તેમજ મારા વાચકોને તેથી જરા પણ આનંદ મળે તો આ પ્રયાસ સાર્થક માનીશ.

બાકી તો 'વાતો' છે. વાતો; ૯ છે કે ૮ અથવા ૧૦ તે ગણવાથી જણાશે. 'નવી' છે કે 'જુની'? એનો જવાબ

એટલો જ છે કે પુસ્તકાકારે તે નવી છે. દરેક વાર્તા જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થઇ ચુકી છે એટલે તેની પ્રકાશમાં આવવા માટેની લાયકાત વિષે હું નથી ધારતો બે મત હોય. બાકી રહી 'વાતો' અને તે વાતો કેવી છે તે વાચકોએ તેમજ વિદ્વાનોએ નક્કી કરવાનું છે. મને જે આવડયું તે મેં ગુજરાતી સાહિત્ય જગત સમક્ષ રજુ કર્યું છે એટલે "આ વાતો સૌથી સરસ છે; એકવાર વાપરવાથી તમને બીજી વાતો નહિ ગમે" એવો જાહેર ખબરીયા દાવો કરવાની મને ઇચ્છા નથી. બાકી એટલો દાવો તો જરૂર કરૂં છું કે એ બધી વાતો મૌલિક છે. (કેટલીક તો બનેલી છે) અને તેમાં પર ભાષાની છાપ તો શું પરંતુ તેની છાયા સુધ્ધાં નથી. મેં નથી લીધી.

વાતોમાં વૈવિધ્ય છે એમ બધી વાતો વાંચી ગયા પછી જણાશે. કોઇકમાં હાસ્ય છે, કોઇકમાં કરૂણ છે, કોઇમાં વીર છે એમ જુદા જુદા રસની ૯ સામગ્રી આ નાનકડી થાળીમાં પીરસી છે; અને મને આશા છે કે મારા વાચકો તેને યોગ્ય ઇન્સાફ આપશે.

આ વાર્તાઓ પુસ્તકાકારે પ્રગટ કરવામાં મારા મિત્ર રા. જયકૃષ્ણ ના. વર્મા, B. A., LL. B., M. SC., Bar-at-law નો હું ખરેખર બહુજ આભારી છું, કારણ કે તેમની સહાય ન મળી હોત તો આ પુસ્તકનું પ્રકાશન હજી કંઇક દુર ઠેલાત. આ તકે મારા એ સ્નેહી મિત્રનો હાર્દિક આભાર માનું છું.

જન્માષ્ટમી બીલ્ડીંગ
ખેતવાડી મેન રોડ
મુંબઇ નં. ૪
તા. ૩૧-૩-૧૯૨૮

સાહિત્ય સેવક,

જહુરાય હ. ખંધડીઆ.

# શિષ્ટ મિષ્ટ અને ઇષ્ટ.

## શ્રી. જહુરાય હુ. ખંધડીયા કૃત પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ | બુદ્ધિનું બજાર | બીજી આવૃત્તિ | રૂા. ૨–૮–૦ |
| ૨ | દોઢ ડહાપણ સાગર | ,, | રૂા. ૧–૮–૦ |
| ૩ | ફે....એ...ન્સી ફા....ર...સો | ... | રૂા. ૨–૮–૦ |
| ૪ | ૯ નવી વાતો | બીજી આવૃત્તિ | રૂા. ૧–૮–૦ |
| ૫ | હાસ્ય દર્શન ... ... | ... | રૂા. ૨–૦–૦ |
| ૬ | દેવોને ખુલ્લા પત્રો ... | ... | રૂા. ૧–૪–૦ |
| ૭ | હૃદયની રસધાર | (કાવ્ય સંગ્રહ) | રૂા. ૧–૪–૦ |
| ૮ | ખંધડીઆની ખાટી મીઠી વાતો | .... | રૂા. ૨–૦–૦ |

મળવાનું જાણીતું સ્થળઃ—

ધી જનરલ બુક ડીપો, મુંબઇ ૨.

# " બુદ્ધિનું બજાર "

## (લે: જ. હુ. ખંધડીયા.)

માટે

## સામયિકો શું લખે છે?

સાહિત્ય (વડોદરા) .... " જન્મેલા હાસ્ય લેખક "
નવચેતન (કલકત્તા) .... " હાસ્ય અને ચાતુર્ય "
ગુજરાતી (મુંબઇ) .... " કુતુહલ ને નવીનતા "
બે ઘડી મોજ (મુંબઇ) .... "આધુનિક હાસ્યરસ સાહિત્ય"
સૌરાષ્ટ્ર (રાણપુર) .... " હસાવવાનો હેતુ સફળ "
પ્રજામિત્ર કેસરી (મુંબઇ) .... "મૌલિક સર્જન, ઉત્તમ હાસ્ય"
ગુજરાત મિત્ર (સુરત) .... " જીજ્ઞાસા પ્રેરી હસાવે છે "
બ્રહ્મદેશ (રંગુન) .... "વખત ને કીમત વસુલ છે"
નૂતન ગુજરાત (અમદાવાદ) .... " મોટા પ્રમાણમાં ફાયદો "
વિલાસ (મુંબઇ) "જ્ઞાન સાથે ગમ્મત....તેમની કલા"
ખડાયતા મિત્ર.... " શ્રમિત મગજને પ્રફુલ્લ બનાવે છે "
લોહાણા હિતેચ્છુ.... " હાસ્ય સૃષ્ટિમાં અમરત્વ પામશે "
નવરોઝ (કલકત્તા) "મલકાવે છે, દાંત કઢાવે છે, પેટ પકડાવે છે"
સમાજ જીવન.... " વેગવંતી કલ્પના, હાસ્ય નહિ હેરત "
અભ્યુદય પ્રકાશ (ઝરીઆ).... " બુદ્ધિબળ વધારે તેવા "

આ ઉપરાંત

મુંબાઇ સમાચાર, હિંદુસ્થાન, વીસમી સદી, મોજ મજાહ, સયાજી વિજય, શારદા, વિગેરે પત્રો પણ સારા અભિપ્રાયો આપી ચૂક્યાં છે.

**મૂલ્ય રૂ. ૨ાા.**

**ધી જનરલ બુક ડીપો, મુંબઇ. ૨**

# અનુક્રમણીકા



## પ્રકરણ ૧ લું.



### લડાઇના કારણો!

જયા જેટલી 'ગુણસુંદરી' હતી તેટલોજ "ગુણસુંદરો" જયન્ત હતો. આ દંપતિના જીવનમાં જાણવા જેવા એટલા બધા બનાવો બની ગયા હતા કે તેમના જીવનને એક ખાસ 'વાર્તા અંક' કહીએ તો ચાલે! તેમના જીવનનો એક મુખ્ય અને મહાન બનાવ તે બન્ને જુદે જુદે ઘેર જનમ્યા હતા તે! બીજો બનાવ બન્ને એક એકને પરણી ગયા તે, અને ત્રીજો યાને છેલ્લો બનાવ પરેલની એક અંધારી ખોલીમાં તેમની વચ્ચે મહાભારત

લડાઇ સળગી રહી હતી તે! મુંબઇગરાઓને શું ખબર કે ઉત્તર દિશાની એક ઓરડીમાં કુરૂક્ષેત્રથીયે વધારે ભયંકર લડાઇના મોરચા મંડાઇ રહ્યા હતા અને બન્ને દુશ્મનો વચ્ચે જાપાન અને ચીનની માફક ધુરકા ધુરકી થઇ રહી હતી!

ન્હાનાલાલ કવિએ જયા–જયન્તની એક જોડી ગુજરાતને સર્જી બતાવી. બીજી જોડી ગુજરાતના બંડખોર લેખક રા. કાપડીઆએ 'લોહીનો વેપાર' માં ખડી કરી. પણ એ બધી તો નકલો લાગે છે! અસલ જયા જયન્તની જોડીઓ જે ગુજરાતમાં આજે પ્રભુ નામના કવિસૃષ્ટાએ ઘેર ઘેર સર્જીને સ્થાપી છે અને જે મહાત્મા ગાંધીજીને પણ જણાઇ ચુકી છે, તે દંપતિની જોડો તમને પ્રભુ સિવાયના બીજા કોઇ પણ સાહિત્યકની સૃષ્ટિમાંથી જડવી દુર્લભ છે!

આપણી જયા ગુજરાતી બે ચોપડી સુધી ભણેલી અને જયન્ત અંગ્રેજી છ ભણીને એક કોટની ઓફીસમાં ટાઇપરાઇટર ઉપર જીવનની ગાડી દોડાવતો હતો. આટલી બધી વિદ્યા ઓછી હોય તેમ બન્ને જયાજયન્ત, ઉષા, મેઘદૂત, વગેરે વાંચી વાંચીને એવા સિધ્ધાંતવાદી થઇ ગયા હતા કે સિધ્ધાંત માટે બન્ને પ્રાણ પાથરવા (અલબત્ત જમીન જોઇ તપાસીનેસ્તો) તૈયાર હતા. બન્ને ઉચ્ચ વૈશ્ય કોમના હતા. પરંતુ વૈશ્યનો જાતિય ગુણ-વ્યવહારિક ડહાપણ–તેમણે વેચીને વિદ્યા અને સિદ્ધાંતના સવાલ ખૂબ ખરીદેલા. હાલતાં ચાલતાં જેમ ચણા મમરાનું ચવાણું ખવાય છે તેમ તેમને હાલતાં ચાલતાં સિદ્ધાંતના સવાલ હૈયે લાગતા.

સોમવારનો દિવસ હતો. સવારના ૯ વાગ્યા હતા અને જયન્ત પથારીમાં બેઠો બેઠો ચાહનો પ્યાલો એક હાથમાં લઇ બીજે હાથે માકડ વીણતો હતો. ત્યાં સામે રસોડામાં બેઠેલી જયાએ પૂછ્યું:

"સાંભળો છો, આજ શું રાંધવું છે?"

"તે હજી તેં શરૂ કર્યું નથી? ૯ વાગવા આવ્યા ને મારે ઓફીસનો ટાઇમ થવા આવ્યો છતાં હજી તેં પૂછવા પર વાત રાખી? તું ખરી!"

"તમને પૂછ્યા વગર શી ખબર પડે. રોજ કઢી ભાત ખાઇ ખાઇને હું તો કંટાળી છું."

"તો પછી આજ ભાતદાળ કર. એમાં વળી પૂછવાનું શું?"

"શું કહ્યું? ભાતદાળ? કે દાળભાત?"

"એ બધું એકનું એકજ ને?"

એકનું એક કેમ? દાળભાતજ બોલાય."

"ને ભાતદાળ કહું તો તેમાં ખાસ વાંધો શું?"

"પણ શા માટે એમ ઉંધુ બોલવું? બધી દુનીયા દાળ-ભાત કહે છે ને તમે ભાતદાળ કહો?"

"પણ એમાં થઇ શું ગયું મોટું?"

"શું શું વળી? ઘણું થઇ ગયું ગણાય. પહેલી દાળ કે પહેલો ભાત? તમેય ભણેલા થઇને ભૂલો છો?"

"શું બોલી? પહેલો ભાત લેવાય, પછી શું તેમાં દાળ નથી રેડાતી?"

"પણ ચુલા પર તો પહેલી દાળ ઓરાય કે ભાત? ત્યાં શું? બધેજ તપાસોને! સીતા રામ બોલાય કે રામ સીતા? રાધા કૃષ્ણ કહેવાય કે કૃષ્ણ રાધા? ન્હાનાલાલ કવિએ જયા જયન્ત લખ્યું કે જયન્ત જયા?"

"ઓ હો-હો-મોટી સરસ્વતીની દીકરી થઇ ગઇ લાગે છે! જા હું તો ભાત દાળ જ કહેવાનો-તારાથી થાય તે કરી લે. હવે સમજાયું કે તું સ્ત્રી જાતિ છે એટલે નારી જાતિ દાળને પહેલી ગણવા માગે છે. આટલી બધી જાત્યાંધ?" જયન્તે ચાહનો પ્યાલો પછાડયો, એટલે જયાએ કડછી પછાડી.

"ખબરદાર મને આંધળી બાંધળી કીધી તો. જરા કંઇક કહીએ તેમાં પુરૂષત્વ શેનું ઉશ્કેરાવા બેઠું છે? જરૂર, કોઇને પુછો તો ખરા કે પહેલી દાળ કે પહેલો ભાત? કે અમથાજ બૈરીનો વાંક કાઢો છો? તમારે મન તો સ્ત્રી એટલે ગુલામડી-તમે જે કહો તે ખરૂં-"

"તો શું તું કહે તે ખરૂં? ક્યાંય પહેલી સ્ત્રીઓને થતી જોઇ છે? પહેલો પુરુષ હોય ત્યારેજ સંસારની ગાડી ચાલે છે સમજી. પહેલું કોણ જન્મેલું? હું કે તું?"

"જોયા જોયા મોટા પુરૂષ થયા છો તે. બાયડીનેજ દબાવવા બેઠા છો. જરા અંગ્રેજ થયા હોત તો ખબર પડત કે બાયડીને કેમ દબાવાય છે. ભુલ તમારી ને મને ઉલટા લેતા જાઓ છો એ જુલમ તે રોયો ક્યાં સુધી સંખાય?" જયાએ હવે આંખો રૂપી નળ ખુલ્લાં મુકી દઇ પાણી વરસાવવા માંડયું.

" તે તેમાં રડે છે શાની ? કંઇ સોનાના આંસુ નથી ઝરવાના. એમ હું તારો દાબ્યો નહિં દબાઉં. મારા ઘરમાં ભાતદાળજ બોલાશે, સમજી ? "

" સમજી મેલ્યા છે—પરણ્યા છીએ તે દહાડાથી. આવું કરવું હતું તો મને પરણવું ન્હોતું. "

" તું મને પરણી. "

" તમે મને પરણ્યા. "

" વળી જુઠું બોલતાં શીખી કે ? ભુલી ગઇ તારો કાકો મને ગોતવા આવેલો તે ? "

" પણ મારો કાકો તમારા જેવાને ગોતી ગયો પણ પરણવા તો ઘોડે ચડીને તમે આવેલા કે કોઇ બીજા ? "

" નરીમાન વકીલની માફક આટલી બધી સામી દલીલ કરતાં તને કોણે શીખવાડયું ? બહુ ફાટી ગઇ છે તે પરિણામ સારૂં નહિ આવે—" જયન્તે લડાઇનું અલ્ટીમેટમ આપી દીધું.

"ઓડવાયરની માફક તમે પણ આટલો બધો દમ લેતાં કેંદાડથી શીખ્યા ? તમે શું મારશો એજ કે બીજું ? મારી નાંખોને એટલે ઝટ પાર આવે—આમ કાળજાં શું કામ બાળો છો ? સળગી ગયાં તમારાં દાળ અને ભાત."

જયાએ મોટે સાદે ભેંકડો તાણ્યો ને પાડોશી દોડી આવ્યા. ફજેતીના ગણેશ બેઠા. બૈરાંઓ જયાને મનાવવા બેઠાં ને પુરૂષો જયન્તને વારવા લાગ્યા. સૌ કહેતું કે:

" તમે બે જણે આ રોજ ઉઠીને બાઝવા માંડયું છે તે બીજો ધંધો છે કે નહિ ? "

પણ જયાએ બચાવ કર્યો:

" તમે બધાં મને એક અબળાને શું જોઇને કહો છો? એનેજ કહોને કેવા કેવા વેણના બાણ મારે છે. વાતવાતમાં હાથ ચલાવે ને ધમકી આપે ને મારાં હૈયાં બાળે. મારાથી આ કસાઇવાડે કેમ રહેવાય?" જયાએ ફરીવાર ભેંકડો તાણ્યો. મુંબઇની વાયરલેસ બ્રોડકાસ્ટ કંપની બીચારી કમનસીબ કે આ પળે તેનો કોઇ પ્રતિનિધિ હાજર ન્હોતો, નહિ તો આ સોદ્દાગીના સ્વરોનાં સંગીતનો પોતાના ગ્રાહકોમાં પ્રચાર કરી જરૂર આનન્દ આનન્દ રેલાવ્યો હોત!

બધા પુરૂષોને જયન્તે રોકડું પરખાવી દીધું:

" ભાતદાળ બોલવામાં મારી રૂઢ ભાષાની ભૂલ હોય તે કબુલવા મને ના નથી પણ એમાં સિધ્ધાંતનો સવાલ છે કે પહેલી નારી જાતિ દાળ શા માટે? શા માટે પહેલો ભાત નહિ? આવી નાની નાની બાબતોમાં પણ તમે હિંદીઓએ નમતું આપી અંગ્રેજોને વંઠાડી મેલ્યાં છે. હું મારો સત્ય માટેનો આગ્રહ નહિ મેલું. તમને સિધ્ધાંત બિદ્ધાંતમાં સમજણ ન પડે. જાઓ તમે તમારે માર્ગે. અમારી વચમાં ન આવશો."

પાડોશીઓ પણ છેડાયા:

" તમે તમારે લડો, કુસ્તી કરો, બધું કરોને! પણ રોજ ગુનગમાટા પાડી આળો ગજવી અમારી શાન્તિમાં શું કામ ભંગ પાડો છો? કુટાઇ મરોને તમે?"

પાડોશી બબડતા બબડતા વિદાય થયા. તેમાં કોઇ સમાજનો પ્રતિનિધિ હોત તો—પણ જયા જયન્તના કમનસીબ.

જયા તો ચુલામાં પાણી રેડી ખુણે જઈને જયન્ત તરફ પીઠ કરીને બેઠી.

જયન્તે જોઇ લીધું કે હવે આમ સંસારની ગાડી ચાલે તેમ નથી. કંઇક સખત પગલાં લીધા સિવાય દુશ્મન શરણે આવે તેમ નથી. એટલે તેણે ખાધા વગરજ કપડાં પહેરવા માંડયા. ઉંબરે જતાં તેણે લડાઇ જાહેર કરી.

"સાંભળ જયા. હવે આ મારી છેલ્લી નોટીસ છે. સાંજ સુધીમાં વિચાર કરી જોજે. જો તારી ભૂલની માફી સાંજે નહિં માગે તો હું કાલથી મારું ફાવતું કરી લઇશ."

"તમનેય કહી દઉં છું કે તમે પુરૂષ રાજા છો તે બ્હારના. ઘરની રાણી હું છું ને મારા રાજ્યમાં દાળભાતજ બોલાશે ને દાળભાતજ થશે, તમને ઠીક લાગે તે કરી લેજો, સમજ્યા? હું મારે પીયર જતી રહીશ."

"એમ કેમ પીયર જવાશે? પીયર મોકલાવીશ ત્યારે સદાને માટે, સમજી? પછી આ ઘરમાં પગલું નહિ મુકવા દઉં."

"શું તમારૂં રાજ ચાલે છે?"

"એમ? જોવું છે ત્યારે? ઠીક તો હવે જો હું તને ઠેઠ પહોંચાડું છું તે,"

જયન્તે દાદરો ઉતરતાં જયાને ઠેઠ પહોંચાડવા માટે આકરામાં આકરા જેટલા બને તેટલા દેવોના સોગન ખાવા માંડયા. ટ્રામમાં પણ બસ "જીવના સમ, ધર્મના સમ. બસ જો હું એને ખબર ન પાડું તો કવિ ન્હાનાલાલ, કાલિદાસ, શેક્સપીઅર બધાના સમ."

અહીં જયાએ: "મરી જાઉં તોય હું નહિં નમું. કોઇ જયા નમી છે કે હું નમીશ? નબળો માટી બૈરી પર શુરો. જે થવું હોય તે થાઓ. પણ હું નમું તો મારૂં નખ્ખોદ જજો." એમ બબડતાં બબડતાં છેડે ગાંઠ વાળી.

અંગ્રેજ અને જરમન વચ્ચે લડાઇ જાહેર થઇ ચુકી. જેમ એ લડાઇમાં પણ માનુષીપણાનો એક સિધ્ધાંતનો સવાલ હતો તેમ આમાં પણ દાળ પહેલી કે ભાત પહેલો એ ખરેખર જુગજુનો સિધ્ધાંતનો સવાલ હતો. આ લડાઇના પરિણામ પરજ "પહેલી સ્ત્રી કે પહેલો પુરૂષ!" એ સવાલનાં નિકાલનો આધાર હતો. શાબાશ શુરવીરો.

"યાહોમ કરીને પડો ફતેહ છે આગે."

# પ્રકરણ ૨ જું.





## લડાઇની તૈયારીઓ !

જેણે જરાક પણ પરણી જોયું છે તેને ખબર છે કે પરણ્યા પછીના દશ વરસ રાજા રાણીને એક બીજાને જોયા વગર "ચૈન પડતું નથી, ખાવું ભાવતું નથી, કામમાં ધ્યાન લાગતું નથી, દિવસ દોહ્યલા થઇ પડે છે." વગેરે વગેરે, ને એવું એવું તો બધું ઘણુંએ ! પરંતુ દશ વર્ષ પછી એક એવો યુગ બેસે છે કે એ પ્રેમના પુર ઓસરવા માંડે છે ને પછી તો એક બીજાનું મોઢું જોવાથી "ખાવું ભાવતું નથી, દીઠું ગમતું

નથી, એકની વાત બીજાના ધ્યાનમાં આવતી નથી ને આખો દિવસ મહામુશીબતે જાય છે ! " આપણા જયા જયન્ત આજ કાલ એ બીજા યુગમાં જીવી રહ્યા હતા !

લડાઇ માટેની પરિસ્થિતિ ઘણા દિવસથી ઉભી થઇ ચુકી હતી. પરંતુ યુરોપીઅનોની સુલેહ માટેની ખુમોને લીધે જેમ તેમ શાંતિ સચવાતી જતી હતી અને મહામુશીબતે સુલેહનો ભંગ થતો આજ સુધી અટક્યો હતો ! પરંતુ પાડોશીઓ, તેમની રહેણી કરણી જોઇ એક છેલ્લી મહાન ભાવિ લડાઇની આગાહી કરી ચુકયા હતા અને તે દિવસ ઉપલા બનાવથી હવે નજીક આવતો લાગતો હતો ! સગાં વ્હાલાંઓની બધી શસ્ત્ર-બંધી પરિષદો ભાંગી પડી હતી અને ગૃહરાજ્યમાંની આ બન્ને પ્રજાની ચાલુ ધુરકાધુરકીથી ધુંધવાઇ રહેલો દાવાનળ અથવા ધીખતો જવાળામુખી હવે લગભગ ફાટ ફાટ થઇ રહ્યો હતો.

સવારે જ લડાઇ તો જાહેર થઇ ચુકી હતી, છતાં સાંજે જયન્ત બળ્યો ઝળ્યો ઘેર આવ્યો ત્યારે જયાએ રાંધ્યું ન્હોતું. કચરા વાળ્યા ન્હોતા ને બત્તી કરી ન્હોતી. એમ વિવિધ ઠેકાણે જયાએ માંડેલા લડાઇના મોરચા જોઇ જયન્તે પણ પોતાના લાવ લશ્કર સાથે છાવણી લગાવી દેવાનો નિશ્ચય કર્યો.

જયન્તે સૌથી પહેલાં તો 'વેપાર સમાચાર' ત્રૈમાસિક માટે ખાસ 'નારીજાતિની નીચતા' ઉપર એક મોટો લેખ લખી નાંખ્યો અને લડાઇનો વાવટો ચઢાવ્યો. આનો જવાબ જયાએ નળ પર ભેગી થયેલી પનિહારીઓ પાસે ઘરનો કજીયો જાહેર કરીને વાળ્યો. જયન્ત વધુ છેડાયો.

તેણે ઘરમાં જમવાનું અને બોલવાનું બંધ કર્યું ને હોટલોમાં નાસ્તા કરવા માંડી ગાડું ગબડાવવા માંડયું. જયાએ તેનો જવાબ રાંધવાનું બંધ કરીને વાળ્યો ને જયન્તના મૌનાસ્ત્ર સામે તેણે વાચાસ્ત્ર છોડવા માંડયા! જયન્ત ઘરમાં પગ મુકે ત્યાંજ જયાએ જીભ રૂપી તરવાર શુરી ક્ષત્રાણીની માફક ચલાવવા માંડી! જયન્તે ઘેરે સુવા આવવાનું પણ બંધ કર્યું એટલે જયાએ બારે દરવાજા ઉઘાડા રાખી ફોઇબાને ત્યાં છાવણી લગાવી. જયન્તને વીશીમાં બીજે દહાડે તેના ફુઇજી વહુની વકીલાત કરતાં વઢવા આવ્યા ત્યારે જયન્તે જાણ્યું કે હજી મોટા ઝેરી હથિઆરો વાપર્યા વગર છૂટકો નથી. તેણે ફુઇજીરૂપા જયાના એલચીને ચોવીસ મીનીટમાં હોટલ ખાલી કરી જવાનું કહ્યું ને ઉમેર્યું:

"જાઓ તમારાથી થાય તે કરી લેજો." એટલે ફુઇજીએ તેના હુકમને ફાડી તોડીને પગ તળે કચરતાં કચરતાં ફેંકયું:

"ઉફ, ભત્રીજા-જમાઇ! હવે હોંશીઆર રહેજે. ખબરદાર, થા તૈયાર."

ફુઇજી ઘેર ગયા અને બધા વડીલોએ સભા ભરી તેમાં જયાની જુબાની આ પ્રમાણે પડીઃ

"હાલતાં ચાલતાં મને મારે....નર્યો કસાઇવાડો છે. મારો કંઇ વાંક ન્હોતો. એ કહે પુરૂષ પહેલો પછી બૈરી, મારાથી આવું ભયંકર અપમાન કેમ સહન થાય?" વગેરે

એ પીયરીઆંની સભાએ નાતમાં અરજી આપી જય-ન્તની ખબર લેવાનો ઠરાવ કર્યો. અને જયાની વતી અરજી તેના માશીઆઇ ભાઇએ ઘડી.

આ બાજુ જયન્તે હોટલમાં “ સ્ત્રી–હઠ સંહારક મંડળ ” ઉભું કર્યું. આમાં એણે એવા સભ્યો શોધી કાઢયા કે જે સ્ત્રીજાત માત્રના કટ્ટા દુશ્મનો હતા, કારણ કે તેમાંના ઘણા પરણવા માટે આકાશ પાતાળ એક કરી ચૂકયા હતા, છતાં કોઇ સ્ત્રી તેમના પર ‘ વારી જાઉં રે સાંવરીયા કરવા ” બ્હારજ આવતી નહોતી ! બાકીના ૪૦ ટકા “ પરણીને પસ્તાયલા ને વળી પાછા રંડાયલા, સુખમાં ફરતા સ્વતંત્ર જીવો પીંજરામાં પુરાયલા ” જેવા હતા ! તેમણે પરશુરામની માફક પૃથ્વીને ‘ નસ્ત્રી ’ કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધેલી ! જગતના પટ પરથી સ્ત્રીજાત માત્રને ભુંસી નાખવા આ મંડળ છાપાં ચલાવતું હતું, વ્યાખ્યાનો આપતું હતું, પ્રદર્શનો ભરતું હતું, મેજીક લેન્ટર્નના ખેલો કરતું હતું અને સરઘસો પણ કાઢતું હતું ગુજરાતી ભાષામાંથી પણ નરજાતિ અને નાન્યતર જાતિ રહેવા દઇ નારીજાતિના શબ્દોનું નામ નિશાન ભુંસી નાંખવા માટે તેમણે સાહિત્યક્ષેત્રમાં જબરી ઝૂંબેશ ઉઠાવી હતી.

પહેલાં તો તેમણે નારીજાતિના શબ્દો વીણી વીણીને ગારવા માંડ્યા ! જેમકે તારીખને બદલે દહાડો, કલમને બદલે કીત્તો, શાહીને બદલે કાજળ, સહીને બદલે શીક્કો, વગેરે વગેરે પણ એમાં તેમને વખતે વખતે હ્રસ્વ ઇ અને દીર્ઘ ઈ બહુ નડવા લાગી. નારીજાતિના શબ્દોમાં એ ‘ઇ’ નું પ્રાબલ્ય

જોઇ તેમણે 'ઇ' નેજ પહેલો કાઢી નાંખ્યો, ને તેની જગ્યાએ "ઓ" ગોઠવ્યો. આમ મૂળમાંજ ઘા કરવાથી નારીજાતિના શબ્દોનું સદંતર સત્યાનાશ જશે એમ તેમણે ધારેલું ! દાખલા તરીકે ઘાટીને બદલે ઘાટો, દાદીને બદલે દાદો, ગાડીને બદલે ગાડો વગેરે. છતાં પણ તેમને મુશ્કેલીઓ નડવા માંડી, એટલે નારીજાતિના શબ્દો રહેવા દીધા, પરંતુ તેને નરજાતિમાંજ સંબોધવા એમ નિયમ કર્યો. તેમના આવા નિયમોને લીધે એ મંડળના સભ્યો પોતાના સ્નેહીઓને કેવી રીતે કાગળ લખતા હતા તેનો એક નાનો નમુનો આ રહ્યો.

દહાડું ૧૨ મું, જુન ૧૯૨૭.

વ્હાલાં લલો,

તમારો ચીઠ્ઠો મળ્યો. વાંચી વિગત જાણ્યો છે. તમારે માટે મને ઘણો પ્રેમ છતાં મારા મંડળનો ચળવળ હું થોભાવી શકતો નથી. કારણ કે એમાં સિધ્ધાંતનો વાત હોવાથી અંગત બાબતો વચમાં ન આવવું જોઇએ. ખરેખર નારીજાતો (અલબત્ત તમે એક અપવાદ છો) એવો નીચ છે કે તેને આ પૃથ્વી પરથી ભુંસી નાખવો જોઇએ. આમ છતાં મંડળ થોડાં વખતમાં બંધ પડે તેમ છે એટલે આપણો વિયોગ થોડાજ વરસ માટે છે ત્યાં સુધી તું ધીરજ રાખજે. લીખતંગ તારો સેવા ચાહનાર."

જયન્ત આવી પ્રવૃત્તિના ક્ષેત્રમાં સિધ્ધાંતનું લાકડું લઇને ધુમી રહ્યો હતો. જયારે નાતમાં અરજી આપી હતી, તેની તેને ખબર પડતાંજ હવે તેણે ઘરની સતીઓને ચિતા પર ચઢવાનું કહી સમરક્ષેત્રમાં કેસરીઆ કરવા માટે કમર કસી.

---

# પ્રકરણ ૩ જું.



## ભયંકર કાપાકાપી !

લડાઇના મોરચા મંડાઇ ગયા હતા. બન્ને દુશ્મનો મજબુત હતા અને એક એકને નમતું આપે તેમ ન્હોતા. સામસામી છાવણી નાંખી બન્ને શત્રુઓ પોતાના જુદા જુદા વ્યુહો રચી ચૂક્યા હતા. ભયંકર લડાઇની સામગ્રીઓ અને છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક પદ્ધતિના હથિયારો બન્ને વસાવી ચૂક્યા હતા. લડાઇનું મુખ્ય કારણ પણ છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક પદ્ધતિનું હતું. સંસાર રૂપી ઘાસની ગંજીમાં જાપાનીસ દીવાસળી ચંપાઇ

ચૂકી હતી અને મુંબઇમાં જેમ તાનસાનો નળ પરેલ પાસે વારે વારે ફાટે છે તેમ આ જયા જયન્ત વચ્ચે એજ પરેલની પૂણ્ય ભૂમિમાં 'દાવાનળ' ફડાક લઇને ફાટયો!

પહેલો હલ્લો જયાએ કર્યો, રવિવારનો દહાડો જોઈ નાતનું પંચ રાણીના બાગમાં ભેગું થયું હતું. એક બાજુ બેંડના સુંદર સરોદો સંભળાતા હતા અને બીજી બાજુ જયાની જયન્ત વિરૂધ્ધની અરજી સાંભળવાનું કામ હાથમાં લેવામાં આવ્યું હતું. જયન્તે થાનાઇએ પહોંચાડેલા મોઢાના સમન્સને વજન ન આપતાં જાતિય અદાલતનું અપમાન કર્યું હતું, એટલે એક્ષ-પાર્ટી કેસ ચાલ્યો. જયાની જુબાની સાંભળી લઈ નાતે 'એકમત' ભેગો કરવા માંડયો. પરંતુ સર્પો કોઇ દિવસ ભેગાં કરીને ભારા બાંધી શકાતાં નથી એટલે નાતના શેઠે મહાવીર ભૈયાના ભેળને મોઢામાં પધરાવતાં પધરાવતાં ચુકાદો આપવા માંડયોઃ

“જયાબાઇની વાત વાજબી છે. પરંતુ પુરૂષ કરતાં સ્ત્રી પહેલી હોય એ જયન્તની વાત નાતને ગળે ઉતરતી નથી. જયન્તે સ્ત્રીઓની વકીલાત કરી તેમને આગળ કરવાનો સુધારો કરવા માટે જે હઠ લીધી છે તે માટે તે નાતનો ગુન્હેગાર છે. જયાબાઇ એક સ્ત્રી છતાં પુરૂષ પહેલો રાખવા માંગે છે તેથી વિરૂધ્ધ જઇ જયન્તે જે કજીયો આદર્યો છે તે જોતાં જયાબાઇ પર •જબરો જુલમ થતો હોય તેવું માનવાને સંભવ છે. પરંતુ નાતમાં ફારગતીનો રિવાજ નહિં હોવાથી નાત જયાબાઇનો છેડો ફાડી શકતી નથી. માટે જો જયન્ત જયાબાઇને નહિં મનાવી લે તો

તેને છ માસ મજુરી સાથની નાત બ્હારની સજા કરવામાં આવશે. તેના જવાબની આ નાત આશા રાખે છે.”

જયાને કંઇ સમજણ ન પડી. પણ તેના સગાંઓએ કહ્યું કે કેસ જીત્યા છીએ માટે નાતને ચહા અને ચેવડો મંગાવીને ઉજાણી આપવી જોઇએ, એટલુંજ નહિ પણ ઘરેણા વેચીને પણ બરફી પુરીની નાત કરવી જોઇએ! જયાને કબુલ કરવું પડયું. તેને પણ લાગ્યું કે હવે દુશ્મન ચપટીમાં શરણે આવવો જોઇએ, કારણ કે આખી નાતનું લશ્કર તેની છાવણીમાં ફરી વળ્યું હતું ને જયન્તના એકેએક માણસને ઘાસની માફક કાપી નાંખ્યું હતું, એમ તેનું માનવું થયું હતું.

જયન્તને મળેલી આ પંચાતની ખબરથી તેણે બીજે દિવસે આ હુમલાનો શુરવીર જવાબ કોર્ટમાં દાવો માંડીને વાળ્યો. કોર્ટમાં તેણે જયા સાથે બનતું નથી માટે તેને જુદા રહેવાનો હુકમ માંગ્યો. પોતે ખરચ પણ આપવા તૈયાર હતો. આ હુમલામાં જયન્તે મોટા મોટા મહારથીઓ જેવા કે વકીલો, લેસ્મના અને કોર્ટના ક્લાર્કો, સીપાઇસપરાંઓ, અને કાયદાની કલમો રૂપી પાયદળ વગેરે ન્યાયાધીશની સરદારી નીચે રોકી મોટું લશ્કર જયા સામે મોકલ્યું. જયાનો એકએક સગો, નાતીલો ને દોસ્તાર ટપોટપ રણભૂમિમાં પડીને ભાગવા માંડયો.

કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે કોર્ટે અણબનાવનું કારણ જાણવા માંગ્યું. જયન્તે સચોટ ભાષણ કરી દલીલ કરી કે “પહેલો ભાત પછીજ દાળ; ને મને આશા છે કે કોર્ટ સમજદાર હોવાથી મારા સિદ્ધાંતના સવાલને સમજશે.” જયાએ બચાવ કર્યો કેઃ “કાં તો પહેલી દાળ થાય નહિ તો મારે એ

ઘરજ ન જોઇએ. મને કોર્ટ ખર્ચ અપાવે." કોર્ટે આ કેસ ચલાવવા ના પાડી ને વકીલોને ઘરમેળે પતાવવા ફરમાણ કર્યું.

મુંબઇ ગામમાં હો હો થઈ ગઇ, કારણ કે છાપાંઓએ "દાળભાત કેસ" ના તીખા તમતમતા મથાળા કરી એ અહેવાલ મોટા રાક્ષસી અક્ષરે છાપી માર્યો. પરિણામે વકીલો પણ આ કેસનું ઘરમેળે સમાધાન કરવા બેઠા ત્યારે પોતપોતાની ફીના સવાલ પર લડી પડયા ને સમાધાન રહી ગયું. આમ લડાઇ પુરજોશમાં ચાલી રહી હતી ત્યારે વચમાં પડેલી થોડી ઠંડક વળી પાછી ઉડી ગઇ ને વળી કેસ ચાલ્યો.

આ વખતે સામસામા વકીલો ને સાક્ષીઓ અનેક જાતના વચનાસ્ત્ર છોડતાં હતાં તે જોઇ દરેકને લાગતું કે ભયંકર કાપાકાપી થઇ રહી હતી. આવી ભયંકર લડાઇનું પરિણામ શું આવશે તે કોઇ કહી શકતું નહોતું.

માત્ર એક ન્યાયાધીશજ કહી શકયા. તેમણે કેસ સાંભળી લઇ દમ વગરનો કેસ લાગવાથી તેને કલમને ઝટકે કાઢી નાંખ્યો. આમ એ કુરૂક્ષેત્રમાં વીજળી પડવાથી બન્નેના લશ્કરો વીખરાઈ ગયાં. રાજા અને રાણી હવે શું કરવું તેના વિચારમાં પોતપોતાની છાવણીમાં કપાળે હાથ દઇ ચિંતાતુર ચહેરે બેઠાં હતાં. તે વખતે સુમસામ સ્મશાન-શાન્તિ પથરાયલી હતી ને ઘાસલેટનો દીવો ઝાંખો ઝાંખો બળતો હતો, પણ બ્હાર ઘોડાગાડીઓના ઘોડાના દાબડા સંભળાતા હતા. આ બધી પરિસ્થિતિનાં કારણો એ કે રાતના બેનો સુમાર હતો. પ્લેહાઉસ પરથી નાટકો છુટેલા હતા, અને પ્રેક્ષકો ભારતી ગાડીએ ઘેર જતાં હતાં !

## પ્રકરણ ૪ થું.

### કાલ્યલાઉ સાંધ !

વિઘ્નસંતોષી કુદરતે આ મહાન લડાઇમાં વિક્ષેપ કર્યો. તેથી તેનું કદી ભલું નહિ થાય એવા કકળતી આંતરડીના શાપ બન્ને સરદારો તેને આપી રહ્યા હતા. તેમનાં લશ્કરો વીખરાઇ ગયાં હતાં અને હવે શું કરવું ? તેની ચિંતાના વાદળો બન્ને ટેકરીઓની આસપાસ ઘેરાઈ વળ્યા હતા. એટલામાં પોસ્ટ ઓફીસમાંથી એક પવનનો સુસવાટો આવ્યો !

એ દાદા તરફથી જયન્ત પર આવેલો એક કાગળ હતો. જેમાં લખ્યું હતું:

" ઘર સાફસુફ કરી રાખજો, હું........તારીખે આવું છું. મહિનો માસ રહી જઇશ, સૌ. બેટા જયાને આશીષ."

જયન્ત મુંઝાણો. આ કંકાસ દાદા જાણે તે ઠીક નહિં એટલે કોઇ રીતે કામચલાઉ સંધિ કરી જયાને મનાવી લઇ ઘરમાં જાણે કંઇ બન્યુંજ નથી એમ ડાહ્યા ડમરાં થઇ રહ્યા વગર છૂટકોજ નહોતો.

હાર્યો નથી છતાં દાદાની અણધારી દખલગીરીથી તેને દુશ્મનને શરણે જવાનો પ્રસંગ આવ્યો. જયન્તને લાગ્યું: " હું હાર્યો."

આ બાજુ જયાને તેની બ્હેનપણીઓએ " ન ધણીઆતી નારી " ના ઇલ્કાબોથી નવાજી મેણા મારવા માંડયા. બાકી હતું તે ફઇબાએ રોકડું સંભળાવ્યું:

" ધણીનું ઘર માંડવું નથી, બીજું ઘર નાતના રિવાજ પ્રમાણે થાય તેમ નથી, તે સરપનો ભારો હું તે રાંડ કયાં સુધી સાચવું? તને જોઇએ તો કોઇ વનિતાશ્રમમાં જા—"

જયાને લાગ્યું " હું હારી."

જયન્તે દાંતમાં તરણું રાખી ધુમાડા કાઢતાં, તેણે પાટલુનના ખીસ્સામાં હાથ નાંખી ગીરગામનો કિલ્લો છોડયો ને પરેલ તરફની ટ્રામ પકડી. જયાએ માથે સંગડી લીધી હોય તે પ્રમાણે બેચાર લુગડાંનું પોટલું મેલી પરેલનો કિલ્લો છોડી ગીરગામની ટ્રામ પકડી.

બન્નેની આંખમાંથી ચણી બોરથી માંડીને નાગપુરી સંતરા જેટલી સાઇઝના આંસુઓ પડતાં હતાં અને ટ્રામમાં

પાણીના રેલા જોઇ લોકો વૈશાખ મહિનામાં ચોમાસું બેઠું માની અજબ થતા હતા! ખડા પારસી પાસે બન્નેની ટ્રામ ખલાસ થવાથી ટ્રામ બદલવા ઉતર્યાં. ચાલુ ટ્રામમાં તેમણે સંધિની શરતો એક કાગળના ટુકડા પર લખી રાખી હતી અને મુઠીમાં જોરથી દાબી રાખી હતી.

પાટા ઓળંગતા એક ભાયડો ને એક બાયડી અથડાઇ પડ્યા! ક્રોધભરી નજર કરી સામ સામા જોતાં તેમને જણાવ્યું કે આ તો "વેદના વારાનો શત્રુ"! માફી માગવાના વિચારો બન્નેએ પડતા મેલ્યા ને કેમ જાણે જુદી જુદી શેરીના બે કુતરાઓ ભેગા થયા હોય તેમ તેમણે ધુરકવા માંડ્યું. સામ સામી સંધિ–પત્રોની અદલાબદલી કરી.

જયન્તે લખ્યું હતું:

"જયા,

વ્હાલી; કહેવા જેવું તેં રાખ્યું નથી એટલે નથી કહેતો. પણ દાદા આવનાર હોવાથી લડાઇ મોકુફ રાખવાનું કહેણ લઇ આવ્યો છું. આપણે કામચલાઉ સંધિ કરીએ, મુખ્ય શરત એ કે દાળભાત નહિ ને ભાતદાળ નહિ, ખીચડો કરવો એટલે તારૂં ને મારૂં બન્નેનું મન રહેશે. લી. તારો નહિ; જયન્ત"

જયાએ લખ્યું હતું:

"જયન્ત,

વ્હાલા; કહેવા જેવું તમે રાખ્યું નથી એટલે નથી કહેતી. પણ ભુખમરાને લીધે હું જ્યાં સુધી જાતે કમાઇને પુરૂં કરવાની શક્તિ ન મેળવું ત્યાં સુધી લડાઇ મોકુફ રાખવાનું કહેણ લઇ

આવી છું. દાળભાત ને ભાતદાળ બન્નેમાં દીવાસળી મેલી ખીચડી કરૂં તો? આ વચલો તોડ તમને ગમતો હોય તો કામચલાઉ સંધિનો ધોળો વાવટો બતાવતી મારી ધોળી સાડી પર નજર કરી હથિયાર મ્યાન કરશો તો—

તો શું એની તમને કંઇ સમજણ ન પડે. જવાબ આપજો. લી. તમારી નહિ, જયા."

ઘેર જતાં જતાં વળી પાછી સંધિની મુખ્ય શરત પર તકરાર ચાલી.

"વળી પાછી તેં નારીજાતિ ખીચડીની વાત કરીને?"

"તો તમે પણ ક્યાં ખીચડો–પુરૂષ–જાતિનો શબ્દ કહેવામાં અચકાયા છો?"

"આટલી આટલી ફજેતી થઇ તોય હજી તું તારી હઠ નથી મેલતી....એ સંધિ તે કેમ થાય?"

"ને તમે તમારી હઠ ક્યાં મુકો છો? શેયું, આવું તે કેમ સ્હેવાય?"

આખે રસ્તે વાદવિવાદ ચાલ્યો. ઘર આવ્યું તો પણ કંઇ નિર્ણય ન આવ્યો ને સંમત ન થવા માટે સંમત થઇ બન્ને છુટા પડયા. એક ગયો દીવાનખાનમાં ને બીજી ગઇ રસોડામાં! સંધિ થતાં થતાં પડી ભાગી ને વળી પાછી લડાઇ જામી.

રાત નજીક આવતી હતી તેમ તેમ દાદાજીની ટ્રેન પણ મુંબઇ નજીક આવતી જતી હતી.

જયન્ત હાથમાં શબ્દકોષ લઇ નારીજાતિના શબ્દો સામે ધિક્કારની દૃષ્ટિથી જોઇ રહ્યો હતો, એટલામાં ખ-ખા-ખીના શબ્દોપર નજર પડતાં તેણે જોયું:

"ખીચડી-ખીચડો-ખીચડું-" માનભરી સુલેહ વળી પાછી સુઝી. પણ સાથે સાથે વળી એ શબ્દોમાં ખીચડી નારીજાતિ પહેલી હોવાથી કંઇક ખિન્ન થયો. તેણે રસોડામાં જઇ વળી બીજી સુલેહ સૂચવી. શબ્દકોષ બતાવી 'ખીચડુ' કરવા કહ્યું. જયા રાજી થઇ ને તેણે જયન્તના હાથ સાથે હાથ મેળવી કામચલાઉ સંધિ પર અણલખી સહી કરી.

જયાએ દોડીને સગડીમાં કોલસા નાંખી દીવાસળી મુકી ને ખીચડી વીણવા માંડી. જયન્તે સ્ટેશને જવા કપડાં પહેરવા માંડયાં.

## પ્રકરણ ૫ મું.



### ૮૮૮ વર્ષના પટાનું મુલેહનામું.

છાપાંઓ વાંચીને દેશમાં દાદાને ચિંતા થઇ હતી. વડીલોના અંકુશની ગેરહાજરીમાં આજકાલના ઉગી નીકળેલા ઉછાછળા જુવાનીઆઓ વાતવાતમાં બાખડી પડયા હશે એમ તેમણે માની લીધેલું. છાપાનાં રીપોર્ટો કદાચ અતિશયોક્તિભર્યાં હશે એમ માની તેમણે જાતે તપાસ કરવા માટે મુંબઇ આવવા નિર્ણય કરેલો.

ગાડી આવી. થર્ડ કલાસમાંથી એક ડોસા ઉતર્યા. જયન્તે દોડી આવીને પ્રણામ કર્યા. દાદાએ પુછ્યું:

"કેમ તું ને જયા બધા છો તો મઝામાં ને?"

"હા દાદા, તમારે પ્રતાપે."

દાદા ઘેર આવ્યા ને ન્હાઇ ધોઇને જમવા બેઠા, ત્યાં થાળીમાં ખીચડી જોઇ. ઘણે વર્ષે ઘેર વડીલ આવે ત્યારે દીકરાઓ આવો સત્કાર આપતા હશે, એમ! તેમણે કહ્યું:

"જયા, બેટા તું આટલી મોટી થઇ તોય અમારૂં ડોશી શાસ્તર ન સમજી! આજ રવિવારે ખીચડું તે ખવાય? તેમાં પણ દાદા આવનાર છે તેની તો ખબર હતી ને?"

ખીચડું તો પાકું હતું પરંતુ વડીલોને રવિવારને દહાડે ખીચડું પીરસવામાં કાચું બાફ્યું હતું જાણી જયા ને જયન્ત એક એકનું મોઢું જોવા લાગ્યા. જયન્તે મદદ કરી:

"દાદા, મારી તબીયત સારી નથી રહેતી એટલે જયાએ મારી લાગણીને ખાતર દાળભાતને બદલે હમણાં સાતેક દહાડાથી રોજ ખીચડીજ...." જયન્ત અટકી પડ્યો.

જયા વિજયનું હસી.

"અલ્યા પણ તું તો સ્ટેશન પર કહેતો હતો કે તબીયત મઝામાં છે?"

જયા જયન્તની વ્હારે દોડી:

"દાદાજી, તબીયત તો બન્નેની મઝામાં છે પણ મને લાગ્યું કે દાદાજી દેશમાં રોજ દાળોડો ને ભાતડો ખાઇ ખાઇને કંટાળ્યા હશે ને વળી મુસાફરીમાં ખાવાપીવાનું ઠીક નહિ એટલે હલકો ખોરાક બનાવું એમ ધારીને ખીચડંપાક બનાવ્યો."

હવે જયન્તને વિજયનું હસવાનો વારો આવ્યો. દાદાની અવસ્થા ભલે થઇ હોય પણ આમ કંઈ જુવાનીઆઓ તેમને બનાવી જાય તે અસંભવિત હતું. તેમણે છાપામાં આવેલા 'દાળભાત' કેસ પરથી અને આ ખીચડીની રસોઇ પરથી લઢાઇનું સ્વરૂપ કલ્પી લઇ વાત મનમાં રાખી.

જમી કરીને સૌ દીવાનખાનામાં ખબર અંતર પુછતાં બેઠાં. દાદાએ સુડીવતી સોપારીનો ભુકકો કરતાં કહ્યું:

" અરે છોકરાંઓ, હવે તો અવસ્થા થઇ એટલે કંઇ સુઝ પડતી નથી. ટ્રેનમાં બેઠા પછી એક મુંઝવણ થઇ. તે તમને ખબર હોય તો પૂછું, કે આ ગાડી ઉપડે ત્યારે પહેલું ડાબી બાજુનું પૈડું ઉપડે કે જમણી બાજુનું ? "

બન્ને પતિપત્ની દાદાની સાઠી બુધ્ધિ નાઠી પર હસવા લાગ્યા.

જયન્ત બોલ્યો: " દાદા, પૈડાં તો બન્ને ભેગાજ ઉપડે. કંઇ એકથી તે પહેલું જવાય ? "

જયા બોલી: " કોણ જાણે ! ડાબું કે જમણું. બન્ને પૈડાં સાથે ન ચાલે તો ગાડી ચાલેજ કયાંથી ? "

" નહિ તમે બન્ને મૂર્ખા છો. મને ખાત્રી છે કે એક પૈડું જરૂર પહેલું જતું હોવું જોઇએ. "

બન્ને બોલ્યા: " ના દાદાજી, તમારી અવસ્થા થઇ એટલે તમને એમ લાગે. "

" મૂર્ખાંઓ રે, દાળભાતમાં પણ એક ચીજ પહેલી જાય ને ગાડીમાં શા માટે બન્ને પૈડાં ભેગા જાય ? ભાઇ જયન્ત, અને

બેટા જયા. તમારો કંકાસ હું પામી ગયો છું. મારાથી ન છુપાવો. કંકાસ મારાથી છુપાવવા માટેજ તમે ખીચડું કર્યું હતું. દાળ પહેલી કે ભાત પહેલો એવી નજીવી વાતમાં રજનું ગજ બનાવી તમે જગતમાં બન્ને કુટુંબોની ફજેતી કરી છે. તેને માટે તમને શું સજા કરવી ?"

જયા જયન્ત ભોંઠા પડી જમીન ખોતરવા લાગ્યા. પણ જમીનેય પત્થરની હતી !

"एकेन चक्रेण रथस्य गतिर्नभवत्ति એ સુંદર નીતિવાકય ભૂલી જઇ એક બીજાની જાતિની મોટાઇ સ્થાપવા માટે સંસારની હોળી કરતાં પહેલાં તમારે વિચારવું જોઇતું હતું. થોડું બાંધછોડ કરવાથી, થોડો આત્મભોગ આપવાથી, સામાની ભાવનાને માન આપવાથી કેવા ભયંકર પરિણામોમાંથી બચી જવાય છે તે શીખો. જેમ દાળ પહેલી ઓરાય છે તેમ ભાત પહેલો પીરસાય છે. આમ કે તેમ બધે સરખુંજ છે. સ્ત્રી અને પુરૂષ રૂપી બે પૈડાં સાથે ન ચાલે ત્યાં સુધી સંસારની ગાડી કદી આગળ નહિં વધે. હવે તમે કહો કે કેટલું લડી નાંખવું ધાર્યું છે ?"

જયા ને જયન્તે ન લડવા માટે દાદાજીના સોગન ખાધા.

"બોલ ત્યારે દીકરી જયા, હવે તું કાલે પહેલું શું બનાવવાની ?"

"જયન્ત કહે તે"

જયન્તે કહ્યું: "ના, જયા કહે તે.

" તમે બન્ને વળી પાછા બાઝી પડશો. જાઓ હું કહું તે બનાવજો. લાપસી બનાવજો."

બીજા દિવસની એ લાપસીમાં જયા અને જયન્તને દાદાએ લવાદ બનીને કાયમની સુલેહનો ૯૯૯ વર્ષનો પટો લખી આપેલો જણાયો!

હવે રાજા રાણી દાળભાત ખાઇ રાજ કરે છે.

---

બીજીએ પૂછ્યું. "કેવા છો?"

"બ્રાહ્મણ."

"સઘરીયા છો?"

અંબુ સમજ્યો નહિ. આ સતીઓને, કેટલુંય દબાવ્યા છતાં ખીખીભર્યું હાસ્ય આવી ગયું.

એક ગુજરાતણે મગ ફોડ્યાઃ "પરણેલા છો? વહુ છે વહુ?"

અંબુઃ "ના બેન, મેં હજી 'ગુજરાતી' માં જાહેરખબર આપી છે.

"તો અહીં ક્યાં અંગ્રેજી લોક રહેતા હતા? જાઓ અહીંઆં ઓરડી બોરડી કોઇ ખાલી નથી."

ત્રણે જણી છણકો કરી વીખરાઇ ગઇ.

અંબુ જરૂર એકાદો ભૂત કે વાઘ હોવો જોઇએ.

ચાંદનીમાં અગાસીમાં રંગ ને રસ લુંટવા દે એવી એકાદી શકુન્તલા તો આથી રહી પણ આવે ઠેકાણે સોગન ખાવા એક ગામડીઆણ પણ ન્હોતી કે આડી ધરવા તો કામ આવે!

એક મહિનો આમ ગયો. એને ક્યાંય કોઇ ઉભો ન રહેવા દે ત્યાં ઓરડી તો ક્યાંથીજ મળે? ભીંડી બજારની ફૂટપાથપર સ્વમાન અને સ્વાશ્રયના માર્યા સુઇ સુઇ એનું અંગ અકડાઇ ગયેલું. કોઇ વર્ણને આજે બ્રાહ્મણના સુઠી હાડકાની ગરજ નથી રહી; સુઠી બ્રાહ્મણપણાની ગરજ ખરી.

"દુઃખ તો જો. શું કુંવારાપણું એ ગુનો છે કે આટલા તિરસ્કારને પાત્ર થવું પડે છે? અનુભવ તો એવો જ થાય છે.

"પણ ત્યારે લગ્ન તે કેમ થાય? જાહેર ખબરના પૈસાય ફોગટ." આ વિચાર કરતો તે સેંડહર્સ્ટ રોડ પર ધીમે પગલે જતો હતો.

સામેથી કૃપાશંકર કાકા આવતા હતા.

" કાકા, જે શ્રીકૃષ્ણ."

ચશ્મા ઉંચા કરી કાકાએ જોયું ને કહ્યુ: "કોણ જમુભાઇનો અંબુ કે?"

" હા, કાકા "

" કેમ અલ્યા રખડે છે અહીં? ક્યાં રહે છે? મુંબઇમાં શું કરે છે?"

અંબુનો જવાબ લાંબો હોવાથી અચકાયો. એક ગાડી કરી કાકાને ચોપાટી તરફ લઇ ચાલ્યો ને બધી દુઃખની વાત કરી.

" × × × કરૂં છું તો ૧૦૦ ના પગારની નોકરી....... કંપની લીમીટેડના સેક્રેટરી તરીકે.......બી. એ. પાસ છું. પણ આવા હાલ છે કાકા!"

કાકા હસી પડયા. " અલ્યા લગ્ન તે એમ છાપામાં થતાં હશે? લગ્ન કેમ કરવાં એનું તો એક જબરૂં શાસ્તર છે, શાસ્તર. પણ કાંઇ વાંચો નહિ, બ્હીશમાં. જો હવે તારો કીરપો કાકો એક મહિનામાં તારી પાસે બૈરાંનો કેવો ઢગલો કરી મેલે છે તે! ભાઇ એ તો ઘરડાનાં જ કામ...તમે જુવાનીઆઓ ભણ્યાં પણ ગણ્યાં નહિ. વહેવારમાં સમજ્યા નહિં. આ જો, સેંકડો લગન આ હાથે કરી કરીને તો આ ધોળાં આવ્યાં. બૈરી લાવી દેવી ને ઘર મંડાવી દેવાં એ તો અમારે મન રમત વાત...."

અંબુ હાલ તુરત કાકાને ત્યાં કામચલાઉ રહેવા ગયો. વ્યવહારના કાયદાઓના અઠંગ બારીસ્ટર કીરપા કાકાએ એની બ્રીફ લીધી હોવાથી હવે એને કોઇ દયાળુ દીકરીવાળા પાસે વિનંતિ કરવાની ગરજ ન્હોતી.

મૂળ વતનમાં જમીયતરામ ને કીરપારામ પાડોશી હતા. અંબુ કીરપાકાકાના ખોળામાં રમી મોટો થયેલો. જમીયતરામ ગુજરી ગયા પછી કુટુંબમાં બાકી રહેલી મા મરી પરવારતાં, અંબુ મૂળ વતન છોડી ગએલો, ને એકલો અટુલો મુંબાઇ રહેતો. એની જીવનગાડીમાં એ એકલો જ મુસાફર હતો.

* * * *

" જો અંબુ, આજ બપોરે મારા વેવાઇના ગામના મૂળશંકરભાઇ આપણે ત્યાં આવે છે. હું તને કહું તેટલું તુ. કરજે. (કાકાએ કાનમાં બધું સમજાવી દીધું) બસ....એમ પગલે પગલે તારા તરફથી શુધ્ધ સનાતન બ્રાહ્મણ ધર્મ મારા જોવામાં આવવો જોઇએ...."

" કેમ કાકા, એટલું બધું ? "

" તું ન સમજે. લગન કેમ થાય તેના અંકગણિતમાં એ પહેલું મનોયત્ન છે. " ઉતરતે પહોરે મૂળશંકરભાઇ આવી ગએલા. ત્યારથી તે બીજી સવાર સુધી કીરપારામને ત્યાં એક જુવાન એમણે તદ્દન સનાતન-ધર્મી જોયો.

" વાહ, કીરપારામ, મુંબાઇ જેવા શહેરમાં રહ્યા છતાં આટલું ધર્માભિમાન ! શું ભણ્યા છે ? "

" ખટ શાસ્ત્ર, વ્યાકરણ, કૌમુદી, સિધ્ધાંત વિચાર, અને ખાસ કરી વ્યવહારશાસ્ત્ર મિમાંસા, દર્પણ સટીક. હજી વેદાભ્યાસ ચાલુ છે."

એ વખતે અંબુ " यदायदा हि दंभस्य राज्यम् वर्तते भारते " એ શ્લોક એક ધ્યાનથી આચમની રહ્યો હતો. એને મન થયું કે કાકા હજી એ શાસ્ત્રોમાં "ઇકોનોમીક્સ, લોજીક, ને બાઇબલ" ઉમેરે તો સારૂં !

" આહા, હજી હળાહળ કળીકાળમાં ધર્મનો લોપ નથી થયો. "

" કીરપારામભાઇ, કેવા આનન્દની વાત " અમે તો " मंगलम् शुभम भवतु " એટલુંજ જાણીએ ભાઇ ક્યાં પરણ્યા છે ? "

" હજી એના બ્રહ્મચર્ય—આશ્રમને છ માસ બાકી છે." કીરપારામે હસીને કહ્યું.

કીરપારામની ગગી જમવાનું કહેવા આવી. મેમાન જમવા ઉઠ્યા.

" ચાલ બેટા જમવા."

" ક્ષમા કરો, કાકા, હજી મારી સમાધિ અધુરી છે."

" કરો કરો, માનવદેહનું સાર્થક કરો."

કીરપારામ, મૂળશંકરના મુખપરની છાયા તપાસ્યા કરતા હતા.

મૂળશંકરને પોતાની જમના માટે યોગ્ય મુરતીઓ જોવો હતો. ફીરપારામ, એમણે પોતે મુંબાઈ આવવાના છે એ માટે એવો કાગળ લખ્યો તે પરથી જાણતા જ હતા. કદાચ મૂળશંકરજીભાઈને ગામડાના અબ્રાહ્મણ બ્રાહ્મણો કરતાં શહેરના અંગ્રેજી બ્રાહ્મણો પસંદ હશે !

બપોરે જમ્યા પછી મૂળશંકરે વાત છોડી.

" ફીરપારામભાઈ, મારે મુંબઈ આવવાનું પ્રયોજન-મારી જમના માટે કોઈક—"

" હા હારે....સમજી ગયો. અમને ઘરડાંઓને ન કહેવું પડે. પણ મુંબઈમાં તમે ક્યાં ભૂલા પડયા ? મને સાત વર્ષ થયા પણ ક્યાંય મારી નજર અહીં ઠરી નથી."

" કેમ તમને કેવું લાગે છે ?"

" અરે બધા ભણીને વંઠી ગએલા ! શાસ્ત્રનું નામ સાંભળતાંજ છીંકવા માંડે એવા...."

" ઘણુંજ ખેદજનક. પણ હવે હાથે પગે પહોંચતા હોય તો શું વાંધો.? છે કોઈ ઉપાય ?"

" ઉપાય, કહું ? ખોટું તો નહી લગાડોને ?"

" નારે, એવું શું બોલ્યા ? હું આવ્યો છુંજ તમારે ભરોસેને !"

" જો જો હં. !"

" તમારી સલાહ શિરસાવંદ્ય છે, ફીરપારામ ભાઈ; મારી જમના તમારીજ કન્યા છે."

"તો આ સારા ભત્રીજા માટે....કંઇ વિચાર....જુઓ ધાર્મિક છે—મહા વિદ્વાન છે...." મૂળશંકરે વીજળીનો આ કડાકો ધાર્યો ન્હોતો.

"પણ શું ધંધો કરે છે ?"

"એક ઓફીસમાં વ્યાપારશાસ્ત્રી તરીકે માસિક રૂા. ૧૦૦) મેળવે છે." મૂળશંકરનું મોઢું કટાયું. એને લાગ્યું: "કાકો કેવો સ્વાર્થી ? સીદીને પોતાનો દીકરોજ ઉજળો લાગે !"

"ઠીક, જોયું જશે. વિચાર કરી જોઇશ. જરા હું બજારમાં જઈ આવું."

તે સાંજે મૂળશંકરભાઇ દેશ ચાલ્યા ગયા. ત્રણ દિવસ પછી તેમનો કાગળ આવ્યો "* * * જમનાના વિવાહની વાત હમણાં માંડી વાળી છે * * વગેરે"

કૃપાશંકર માટે આ કોયડો સમજવો અઘરો ન્હોતો. મૂળશંકર વર નહિ, ધન શોધતા હતા. ધન તો બાપ ને દીકરી બન્ને માટે, નહિ તો છેવટ દીકરી માટે તો ખરાજ. એક અઠવાડીઆ પછી કૃપાશંકરે એક એવો કાગળ લખ્યો જેની ચમત્કારિક અસરને પરિણામે મૂળશંકર ત્રીજે જ દિવસે પાછા મુંબાઇ હાજર થયા.

"હવે સમજ્યા કીરપારામભાઇ ? ખોટું ન લગાડશો પણ એકલા શાસ્ત્રોને નામે દીકરીને પણાવીએ એમાં દી ન વળે. કાંક ગોઠણ સમો રોટલો હોવો જોઇએ ને કાંક મનેય માંડવાખર્ચ મળવું જોઇએ"

"પણ હવે તમને શું વાંધો? સર જમીયતરામ જેવું ઘર તમને બીજે મળે તો ભલે જાઓ....એ તો મારા નાતાને ખાતરજ એમના અંબારામ માટે એમણે કબુલ્યું છે. મને તેમાં કંઇજ સ્વાર્થ નથી.

"કીરપારામભાઇ હું જાણું છું, તમારી ભલાઇ અનહદ છે. પણ મારૂં કંઇ પાકે તેમ છે?" આ વાક્ય કહેતાં મૂળશંકરને કૌઇકની બીક લાગતી હતી.

"એ વાતજ મુકી દેજો. એ ભણેલાઓ જાણે એમાંય તમારી ને તમારી ઇજ્જતના કાંકરા છે."

"તો ભલે રહ્યું....જમના માટે કેટલુંક કરશો?"

"દશેક હજારનાં દાગીનો લુગડાં." મૂળશંકરથી હસાઇ જવાતું હતું. આવા શ્રીમંત ખાનદાનને ઉંચી પાયરીના વેવાઇ! એનું ચાલત તો એ પોતેજ પરણત!!!

"વારૂ મુરતીઓ જોવા જશું?"

"તે કંઇજ નહિ બને. પોતાના દીકરાનું એમ પ્રદર્શન કરવા સર જમીયતરામ સાફ ના કહે છે. આખી જ્ઞાતિમાં એનું નામ ને કુટુંબ જાણીતું છે. વળી અંબુ બી. એ. પાસ છે. કુટુંબમાં ન સાસુ, ન દેરાણી, ન જેઠાણી, જે આવે તે એકલીજ ઘરની રાણી. ઘરબાર, વાડી, વજીફા ધન, આબરૂ હોદ્દો ઇલકાબ; એથી વધુ શું જોવું? એમનું નામજ બસ. ન થતું હોય તો હું લાચાર છું."

" એ મૂળશંકરભાઇ, લોટ માગવા જાઓ લોટ માગવા ! એમને ઓળખવા એ તમારાં કામ નથી."

મૂળશંકર વાત વચકુવા દેવા તૈયાર ન્હોતા."

" તો બસ કરી જ નાખો ડીરપારામભાઇ. તમારાપર મને ભરૂસો છે. તમારો મોટો પાડ માનીશ."

" એમ ન થાય, એક શરત છે."

" શી ?"

" સર જમીયતરામ તરફથી જાનમાં ત્રણ સ્પેશીઅલ ટ્રેન ભરીને માણુસો આવશે તેમાં અંગ્રેજો, મુસલમાનો પારસી વગેરે અમલદારો અને ગૃહસ્થો બધા ભેળા. એ બધાને તમારે સાત દિવસ રોકવા પડશે ને સુધરેલી ફેશને સત્કારવા પડશે. કહો છે કબુલ ?"

મૂળશંકરના એક બાજુ હાંજા ગગડતા હતા. બીજી બાજુ ડીરપારામની વાત તદન સાચીજ છે. એવો વિશ્વાસ વધતો જતો હતો.

" બાપરે ડીરપારામભાઇ ! એક તો હું ગરીબ માણુસ, વળી માંડવા ખર્ચ પાઇ મળે નહિ ને આવડો બોજો ?"

" તો બીજી શરત એ છે કે એ જો ન બને તો એમના એક આપ્તેના ભાઇ અને હું એમ બે જણ આવી વરરાજાને છાનામાનાં પરણાવી પાછા જઇએ. લગન પણ એક પખવાડીઆમાંજ. આ શરતનું તમે કારણ જાણો છો ? એના જેવા મોટા માણુસની આ વાત જાહેરમાં જરાય બ્હાર પડે તો

છેક ગવર્નર પણ એની ખબર લઇ નાખે કે મોટા માણસને ત્યાં લગન ને કોઇનેય ન બોલાવ્યા? હવે જો કોઇને બોલાવે તો બધાને બોલાવવા પડે. મોટાની વાતો મોટી."

"સમજું છું, ફીરપારામભાઇ! પણ એ હજારો માણસ કરતાં તો કુંકુને કન્યા સારી"

"તે તમે જાણો....કહો શું વિચાર?"

"તમારા વિચારે વિચાર."

તો જાઓ ગોરને મોકલજો. મુરતીઆને મારે ત્યાં જ બોલાવી ચાંદલા કરી દેશું. એ મારે માથે. ને આવતી વદમાં લગનની તૈયારી કરો."

"એટલી બધી ઉતાવળ?"

"એક બીજી વાતઃ જો તમે આ વાત કોઇનેય કરી તો પછી અંબારામ જમના માટે અપાવવા હું જવાબદાર નથી. તમને ખબર નથી કે એ છોકરાપર કેટલી પડાપડી છે."

"એ વાત સાચી ભલે ત્યારે જેમ ઉતાવળે કામ થાય તેમ સારૂં. સારા કામમાં સો વિઘન."

× × × ×

ફીરપારામે ભપકાથી જ કામ લીધું. અંબુ મૂળમાં તો ગ્રેજ્યુએટ હતો જ એટલે સરના દીકરા થવા માટે "ભપકો કેમ થાય" એ એને શિખવવું પડે તેમ ન્હોતું. લગ્ન થઇ ગયા. પોતાની જમના એક મોટા ઘરમાં ગઇ એ જાણી મૂળશંકરનો આનન્દ ઢોળાઇ ઢોળાઇ જતો હતો.

એક માસમાં મુંબાઇથી કીરપારામભાઇનો કાગળ ફરી વળ્યો.

"સર જમીયતરામ સાથે જમનાને સુખી કરવાની બાબતમાં તકરાર થતા અંબારામ જુદા પડયા છે ને પંદરજ દિવસમાં સટ્ટામાં જબરી ખોટ આવવાથી સર જમીયતરામ ગુજરી ગયા છે વગેરે ***"

ન્હાઇ ધોઈ ખરખરાનો કાગળ લખી પાછળ જ મૂળશંકર કાણે આવ્યા. જમાઇ અંબારામ એક અપ-ટુ-ડેટ ફેશનથી શણગારેલા બ્લોકમાં રહેતા હતા. અંબુએ જમનાને કહી રાખેલું કે "તેના આઘેના એક કાકા ગામમાં ગુજરી ગયા છે."

"બેટા જમના! બહુ બુરૂં થયું."

"હશે. કાકા જેવી ઇશ્વરની મરજી. આપણો કાંઇ ઉપાય છે! હવે તમારા જમાઇને થોડું આશ્વાસન આપજો."

એ વિવેક વિધિ પૂરી થઇ. પૈસો તો ઘણો શોધ્યો પણ દીકરીના નસીબમાં નહિ, એમ નસીબને દોષ દેતાં મૂળશંકર સાંજે વિદાય થયા. જમનાએ પોતે ઘણીજ સુખી છે, એમ જાતેજ કહેલું એટલે તેમને નિરાંત હતી.

સાંજે કીરપાકાકા આવ્યા.

એમણે હસીને પુછયું, "કેમ અંબુ! સર જમીયતરામ કયારે ગુજરી ગયા?"

"કાકા, મારા બાપાને ગુજરી ગયા તો ૭ વર્ષ થઇ ગયાં, ને મુંબઇમાં તો કોઇ સર જમીયતરામ હજી જન્મ્યો નથી! કાકા તમે પણ ખુબ કરી...."

ભોળી આર્ય મહિલા જમના એ વખતે કાકાજી માટે ઠંડેલા દુધનો પ્યાલો લઇ આવી.

કાકાએ કહ્યું: " સુખી રહો બેટા. "

" જો અંબુ, લગન આમ થાય. ને તેમાં પણ આવાં થાય."

જમના શરમાઇને નીચું જોઇ રહી. અંબુ કાકાના પગમાં પ્રણામ કરતો આળોટી પડયો. જમના અને અંબુ સાચે જ સુખી હતાં.

# પ્રકરણ ૧ લું.



એ ચીઠી વાંચી ગંગાની આંખ ફાટી ગઇ. ચીઠીમાં લખ્યું હતું.

" વ્હાલી ગંગા...તું આવડી મોટી ભગર ભેંસ જેવડી થઇ છતાં તારા બાપને તારા માટે કોઇ સુરતીયો નથી જડતો.... હું કેવો બેઠો છું...હજી પણ તારા બાપને મારૂં નામ દઇ તું મારી થા...મારી મારકણી આંખોનો હું આશક...."

ગંગા એ ચીઠી આગળ ન વાંચી શકી. કારણ કે વાંચતાં વાંચતાં તેની આંખો લાલ થતી જતી હતી. તેની છાતી ધબકતી.

હતી. તે બીજી પાટલી પર બેઠેલો આશો જોતો હતો. મહેતાજી જાણે નહીં તેમ મગને ગંગાપર કુદષ્ટિ સાથે એ ચીઠી ફેંકી હતી તે પણ આશાએ જોયું હતું. એ વખતે રસિક ભુગોળમાં ગોળ ગોળ ફરી રહ્યો હતો. સારા કાકાની ગંગાની ભર સ્કુલમાં થતી આ મશ્કરી આશાને અસહ્ય પડી. એણે ગંગાને એ અપવિત્ર ચીઠી વધુવાર વાંચવા ન દીધી, ને ઝુંટ મારી પડાવી લીધી. ગંગાની આંખમાં આંસુ આવી ગયાં. "લડાઇ લગે તો પૈસા દઉં" એ શરતના શોખીન છોકરાઓને મઝા પડતી હતી. અંબારામ મહેતાજીને સ્કુલના આ ભેદભરમોની ખબર ન પડી.

છોકરા અને છોકરીઓ સાથે ભણે તેમાં આવા દુઃખો કદાચ હોતા હશે છતાં રામપુર ગામમાં એટલા બધા છોકરા છોકરી ન્હોતા વસતા કે અંબારામ મહેતાજીને જુદી જુદી નીશાળ ચલાવવી પાલવે. એને માંડ માંડ પોતાની ખીચડી મળતી ને તેમાં પોતાને હતું તેટલું જ્ઞાન બાળકોને ભેગા ભણાવી આપતા.

સ્કુલ છુટી.

આશો અને રસિક બહાર તો નીકળ્યા પણ થોડેક આઘે જઇ કોઇકની રાહ જોતાં ઉભા. ગંગા ભેગી હતી, પણ જે થવાનું હતું તેમાં ગંગાનું કામ નહોતું. આશાએ કહ્યું.

"ગંગા તું જતી રહે. જા, મારે ચીઠીનું વેર લેવું છે."

"ગંગાએ વીર બાંધવના ઓવારણા આછા હાસ્યથી લેતા કહ્યું.

ભાઇ જોજે હં....મારવો હોય તો મારજે પણ બીચારાને વાગે નહી તેવી રીતે...."

ગંગા સંતોષ પામતી ગામના પાદરની વાડી તરફ વળી. "નીશાળમાંથી નીકરી જવું પાંસરૂં ઘેર" આ શીખામણ તે આત્મસંતોષની અતિશયતામાં આ પળે ભુલી એટલેજ તે પંથ પણ ભુલી.

અડધાક કલાકમાં મગનનું મોઢું અને જડબું લોહીથી રંગાયા હતાં. આશાએ વિદ્યાર્થીની બાલિકાની નીચ મશ્કરીનું ઉંચુ વેર લીધું હતું મગન માટે એકલો આશોજ બસ હતો. એટલે અગ્ગડમાં રસિકને ભાગ ન લેવો પડયો. પણ બનતા સુધી રસિકને મારામારીમાં રસજ ન્હોતો. એનો તો એવોજ મત હતો કે "મારવા કરતાં આ બાબત માસ્તર પાસે ચાડી ખાઇ મગનને છેલ્લે નંબર ઉતરાવ્યો હોત તો!"

આશાની તમન્ના પુરી થઇ એટલે આશો હાથ ખંખેરતો રસીકને લઇ ઘર તરફ વળ્યો.

× × × ×

"જો આશીયા, રસીક કેવો ડાહ્યો છે? ન કોઈ દહાડો તોફાન કરવું. ન કોઇ દહાડો ઉંચે સાદે બોલવું. તું એક દહાડો સખણો થઇને રહેશે તો બસ છે. મુંબઇથી મંગુભાઈ આવ્યા છે, કેવો ડાહ્યો ને કમાઉ?"

"કાકી, એ કોણ મંગુભાઇ?"

"હું...એવું ડાહ્યું ડાહ્યું જ્ઞાન મેળવવાનું પુછીએ તો કેવા વ્હાલા લાગીએ? તારો જન્મ પણ ન્હોતો. પડોશના ચુનીકાકાનો એ એકનો એક દીકરો. કાકો અને કાકી એને ૧૨ વરસની ઉમરે એકલો મુકી પ્લેગમાં સાફ થઇ ગયા. બીચારો ભણતો હતો. ને આપણે ત્યાં કદી કદી દીલાસો પામતો. તું એ વરસનો હતો અને ગંગા જન્મી ત્યારે તારી વીધવા બા પણ ગુજરી ગયા. તે વખતે મંગુ પણ ઘરે તાળુ વાસી મુંબઇ ગયેલો. આજ ૧૨ વરસ થયાં. લાખો રૂપીઆ કમાઇ લીધા. એનું નામ તે દીકરો. સમજ્યો દીકરા?"

"તે કેમ કાકી, દેખાતા નથી? ક્યાં ગયા છે?"

"જરા ફરવા ગયા છે. હમણાં આવશે. ડાહ્યો થઇને વરતશે તો બસ છે."

મંગળદાસ રડતી ગંગાને લઇ ઘરમાં દાખલ થયા.

સ્કુલથી નીકળી ઘણી વાર ગંગા ખોડા પટેલની વાડીના કોશનું પાણી પી બાવાજીની જગ્યામાં રામચંદ્રજીના દરશન કર્યાં પછી જરા સૃષ્ટિ સૌંદર્ય નીહાળતી ગંગા ચાલી આવતી હતી. સામેથી એક ગૃહસ્થ લાકડી હલાવતો આ બાળાને જોઇ આગળ વધ્યો. એણે વિચાર્યું "કોણ કહે છે ગામડામાં ચોપાટી નથી?"

લોહીથી નીતરતો આંસુ સારતો મગન "લોહી જોઇ વખતે બાપા ખીજશે તો?" એ બ્હીકે વાડીમાં મોઢું અને શરીર ધોવા માટે આવતો હતો. એણે ગંગાને જોઇ. એનો

વૈરાગ્નિ ઉછળી આવ્યો. આગળ પાછળ કોઇ ન્હોતું. સુરજ હતો પણ ઘણો થોડો હતો. ગંગાની પાછળ એક માણસ જઇ રહ્યું હતું.

તે મગને તક સાધી.

"એ, અલી ગંગલી....તારા આશીઆએ મને મારી લીધો. પણ તુંય થોડો સ્વાદ ચાખી લે....તને પણ યાદ રહે."

મગને ગંગાને થપાટ લગાવી દીધી, ગંગાની કમર પકડી એણે એને નીચે નાંખી, ગંગા હાડી રાણી ન્હોતી કારણ કે તે ગામ રજપુતાના ન્હોતું. તેમજ મગન કંઇ દુરાચારી અલ્લાઉદ્દીન ન્હોતો. એ છોકરાઓને કજીઓ હતો. ગંગાએ ચીસ નાખી. "મારી નાખે છે રે, મારી નાખે છે. મુઆ મુકને. મગનીયા કોઇ દાડો..."

ચીસના જવાબમાં સહાય મળે ત્યાં સુધીમાં તો ગંગાની ચોળી ને ઓઢણી ચીરાઇ રહ્યાં હતાં. માથાની વેણી છુટી ગઇ હતી અને કેટલાય મવાળા તુટી ગયા હતા. ગંગા રડતી હતી તે જોઇ મગન પણ રડતો જતો હતો ને પાછો ઉપરથી મારતો જતો હતો.

પેલું આવેવાળું માણસ મગનની અનીચ્છા છતાં ગંગાની ચીસ સાંભળી ગયું હતું. એણે આવી ગંગાને મુક્ત કરી. મગનનું બાવડું ઝાલી બે ચાર ધોલ લગાવી દીધી.

"કેમરે છોકરા...છોકરીને મારે છે બીચારીને ?"

મગને રોતાં કહ્યું "તે તેના ભાઇએ મને શું કામ માર્યો ?"

"હું...એવું ડાહ્યું ડાહ્યું જ્ઞાન મેળવવાનું પુછીએ તો કેવા વ્હાલા લાગીએ? તારો જન્મ પણ ન્હોતો. પડોશના ચુનીકાકાનો એ એકનો એક દીકરો. કાકો અને કાકી એને ૧૨ વરસની ઉમરે એકલો મુકી પ્લેગમાં સાફ થઇ ગયા. બીચારો ભણતો હતો. ને આપણે ત્યાં કદી કદી દીલાસો પામતો. તું બે વરસનો હતો અને ગંગા જન્મી ત્યારે તારી વીધવા બા પણ ગુજરી ગયા. તે વખતે મંગુ પણ ઘરે તાળુ વાસી મુંબઇ ગયેલો. આજ ૧૨ વરસ થયાં. લાખો રૂપીઆ કમાઇ લીધા. એનું નામ તે દીકરો. સમજ્યો દીકરા?"

"તે કેમ કાકી, દેખાતા નથી? ક્યાં ગયા છે?"

"જરા ફરવા ગયા છે. હમણાં આવશે. ડાહ્યો થઇને વરતશે તો બસ છે."

મંગળદાસ રડતી ગંગાને લઇ ઘરમાં દાખલ થયા.

સ્કુલથી નીકળી ઘણી વાર ગંગા ખોડા પટેલની વાડીના કોશનું પાણી પી બાવાજીની જગ્યામાં રામચંદ્રજીના દરશન કર્યા પછી જરા સૃષ્ટિ સૌંદર્ય નીહાળતી ગંગા ચાલી આવતી હતી. સામેથી એક ગૃહસ્થ લાકડી હલાવતો આ બાળાને જોઇ આગળ વધ્યો. એણે વિચાર્યું "કોણ કહે છે ગામડામાં ચોપાટી નથી?"

લોહીથી નીતરતો આંસુ સારતો મગન "લોહી જોઇ વખતે બાપા ખીજશે તો?" એ બ્હીકે વાડીમાં મોઢું અને શરીર ધોવા માટે આવતો હતો. એણે ગંગાને જોઇ. એનો

પ્રકરણ ૧:

આંકડા, વારનીસના બુટ, એ બધું આશાને જોઇએ તેથી વધુ નવાઈ ઉપજાવી ચુકયું હતું. એ બે દીવસમાં એક બાજુ આ નવાઇની ચીજો અને બીજી બાજુ ગંગાના માર માટે કાકી તરફથી મળતો ઠપકો એ બે વચ્ચે આશો સોપારીની માફક કપાઇ રહ્યો હતો. ગુમ બની એણે બે દિવસ વિતાડયા. નીશાળે ન જતાં એ બન્ને દીવસ ખોડા પટેલની વાડીએ જતાં, ગંગાને માર પડયો હતો એ જગ્યા એ જઇને બેસતો વીચાર કરતો. ને છેક રાતે નવ વાગે ઘેર આવતો.

લેશન કરવાને ચોપડીઓ હાથમાં રાખી આજ પણ તે જતો હતો. પણ એને કાને એક વાકય અથડાયું:—

"કાકી, મુંબઇના શેર બજારનો આજે તો હું રાજા

રાજા કેમ થવાય એ સાંભળવા તે પણ એક ખુણામાં આવી બેઠો. કાકી અને મંગુભાઇની વાત આગળ ચાલી.

દીકરા મંગુ તારી બધી વાત સાચી પણ એ લાખના ફેરમાં ભાઇ સંભાળજે કે 'કદી' પાયમાલ ન થવું પડે. અમને એ બધી તારી તેજી મંદીની ખબર ન પડે. તારા કાકા જમીન રાખીને ધાન પર ગુજારો કરે છે તેમ પણ મને તો ન ગમે. મને તો તારા છગન મામાની ગાંધીની હાટ ગમે. તુંય દીકરા ડાહ્યો હોય તો મુંબઇમાં એવી એક કરીયાણાની દુકાન નાંખી દે. સો બસોનો માલ ભરી રાખીએ ને રોજ જે ૨-૪ રૂપીઆનો વકરો થાય તે ખરો. નીરાંતનો ધંધો ને વળી મહીને દહાડે પાંચ દશ રૂપીઆ ખરચ કાઢતાં બચે...."

" જા...ભાગી જા."

મગન ચાલવા તો માંડયો પણ ગંગાને કે'તો ગયોઃ "યાદ રાખ....વળી પાછી આસીઆ પાસે ચાડી ખાઇ માર ખવડાવશે તો જોઇશ."

સહાયકે ગંગાને ઉભી કરી,

" લે....લે રે મા....છાની રહે......રહે....મટી જશે... તું કોની છોકરી?"

" સારાભાઇની?"

" સારાકાકાની? લે ચાલ તને ઘેર લઇ જાઉં!"

" તમે કોણ છો? ગુલાબદાસ કાપડીઆની દુકાન તમારી છે? તમે એવા જ દેખાઓ છો!"

" ના....ના હું તારે ઘેરેજ રહું છું."

ગંગા અજબ થઇ. ઉપકારના ભારથી માર ભુલી રાજી થતી મંગળદાસની આંગળી પકડી ગંગા ચાલી. જરા માર લાગવાથી પગ ખોડાતો હતો.

× × ×

બે દીવસ થઇ ગયા. આજે બળેવ હતી. ગંગા સાજી થઇ ગઇ હતી. પણ લક્ષ્મીના મનમાંથી "આસીયાએજ છોકરીને મરાવી" એ વાત ગઇ ન્હોતી. મંગળદાસની સોબતમાં ગંગાના મનમાં એ વાતની નીશાનીએ રહી ન્હોતી.

મંગળદાસની સોનાની ઘડીઆલ, સોનાના બટન, પાલીસ ખમીસ. મુંબઇથી આવતાં તાર. તેમાંના લાખો રૂપીઆના

પ્રકરણ ૧:

જરૂર જોગુ ભણતર તો મેં ભણી લીધું છે.” આ વિચારમાં તેણે આંબલીના ઝાડ નીચે દોઢ કલાક કાઢયો. ચોપડીઓ એણે નિષ્કાળજીથી નીચે ફગાવી હતી. સૌથી ઉપર ઇતિહાસ હતો.

“સિંકદરનો ઇતિહાસ, મુંજ અને ભોજનો ઇતિહાસ ગિજની ને અકબરનો, પ્રતાપનો અને શિવાજીનો–બધાના ઇતિહાસ અને મારો ઇતિહાસ નહિ?” આ વિચાર એને મુંઝવ્યા કરતો હતો. એણે ઇતિહાસ હાથમાં લીધો, પાના ફેરવ્યા. ત્યાં સુધી એની સુન્ય દૃષ્ટિ હતી. એની ફેરવણીમાં માળવાના મુંજ તરફ એની દૃષ્ટિ પડી. એનું ધ્યાન ખેંચાયું, પા કલાક સુધી “માળવાનો મુંજ” એ બે શબ્દો તે જોઇ રહ્યો. એણે ગાંઠ વાળી, “હું મુંબઇનો મુંજ થઇશ.” પછી જ તે ઊઠયો. જેમ એક પંખીનું બચ્ચું ઉડી જવા માટે પાંખો ફફડાવે છે તેમ તેનો આત્મા પણ ઉડવા માટે તરફડીઆ મારી રહ્યો હતો.

× × × ×

આખી મિટિંગ જામેલી. સારાભાઇ, મંગુભાઇ, લક્ષ્મી કાકી, રસીક અને ગંગા ઉપરાંત અંબારામ મહેતાજી અને કુળગોર શીવભટ પણ આવી ચઢેલા. આખું કુટુંબ આશાને સમજાવવા મહેનત કરી છુટયું. પણ આશો એકનો બે ન થયો.

“કાકા, કાકી અને બધા, હું કોઇનું માનવાનો નથી. બસ મારે જવું છે અને મુંબઇના મુંજ થવું છે.”

“પણ મુંજ એટલે શું?” તેની કોઇને સમજણ જ નહોતી પડતી.

મંગુભાઇ હસતા હતા. "કાકી મારે માટે ફીકર ન કરશો. હું બહુ સંભાળીને મોટો સટ્ટાનો ધંધો કરૂં છું. મહીનામાં બે લાખ આવે ને અધલાખ જાય એમ કરતાં કરતાં બાર મહીને લાખ બે લાખ બચે."

"તું જાણે, મારે તો મારી ગંગા સુખી થાય એટલુંજ જોવું છે એને ગોઠણ સમો રોટલો હોય તો બસ." કાકીથી બોલાઇ જવાયું.

સારાભાઇએ રાતે ખાનગી મસલત પુરી કરતાં ખાસ તાકીદ કરી હતી કે વાત ખાનગી રાખવી. છતાં બૈરાંનો જીવ રહ્યો. ગંગા, આશો ને રસીક સાંભળી ગયા. અને મંગુભાઇ પણ સાનંદ આશ્ચર્યમાં બોલી ઉઠયા. "શું કાકી ગંગા મને આપવી ધારી છે?" કાકીથી હસાઇ જવાયું. ગંગા નાસી ગઇ. આશો ઉઠયો, એની સાસુંચે કોઇ જોતું નહોતું. એ રોજને ઠેકાણે જવા ચાલ્યો. નાચતી કુદતી ગંગા સામી મળી એણે એને રોકયો. એ મસ્તીપર ચઢી હતી.

"ભાઇ મારી વીરપસલી?"

"મારો વખત આવ્યે."

આશો જવાબ દેવા ઉભો ન રહ્યો. તે નાઠો.

આશાને રાજા એટલે શું તેની તો ખબર હતી પણ 'શેર બજાર' એટલે શું તેની ખબર નહોતી. એટલે એને ચોક્કસ થયું કે શેર બજાર નામની કોઇ રાજ્ય સ્ટેટના મંગુભાઇ રાજા છે. 'મંગુભાઇ રાજા બને ને હું ન બની શકું? રાજાને

એ શું કહેવા માંગે છે, એને શું ભુત વળગ્યું છે તે કોઇ સમજી શકતું નહી. શીવભટને ભોજનો શ્લોક યાદ આવ્યો અને તે સમજ્યા.

" આશાને મહત્વાકાંક્ષા લાગી છે." શીવભટ આખરે વચમાં પડયા.

" ભાઇ આશા બધી વાત સાચી પણ મુંજના નસીબમાં આખરે હાથીના પગ હતા. તેની પણ ગાંઠ વાળી છે ખરી કે ? "

આશો ચમક્યો. શીવભટની વાત સાચી હતી. છતાં આશાએ આશા ન મુકી. એનો નિશ્ચય મારા જેવો દૃઢ અને અચળ હતો.

" ભટ બાપા, હાથીના પગ આવે ત્યાં સુધીમાં તો હું અંબાડી બનાવી લઇ મંગુભાઇને કયાં હાથીના....બસ હું આગળ નહી બોલું. હું જઇશ. મારે પોતાને પગે....

" પણ મને જણાય છે, તારા આ પગલામાં કુટુંબની પાયમાલી છે," શીવભટે કીસ્મત કુટયું.

બધા આછું આછું સમજી ગયેલા. 'આશો પાછો પડશે' એ પણ બધા સમજી ગયેલા. ગોળનો ઘડો ઉપાડનાર કીડીની આ વાત છે, એવી એક આશા સીવાય બધાની સમજ હતી. પણ જેમ જેમ તેઓ આશાને વધુ સમજાવતા હતા તેમ તેમ આશો વધારે અણસમજુ થતો જતો હતો. બધા હાર્યા. આશાની હઠ લગભગ જીતી ચુકી હતી.

ગંગા પ્રગટી.

" ભાઇ...."

બ્હેનના એ બે શબ્દમાં દિવ્યનાદ હતો. આશા રાજાનું મ્હોત કરનાર, આ કુટુંબના શેતરજમાં કોઇ પણ મ્હોરૂં હોય તો તે ગંગાનો સુર.

"બેન તારે હજી શું કંઇ બોલવું બાકી રહી ગયું છે?"

માથે હાથ દઇ બેઠેલા આખા સ્નેહીગણ પર એક નજર ફેરવી ગંગા બોલી 'હા....કંઇ નહી પણ ઘણું ઘણું....તું જ્યારે તારી આશાની હેડંબાને હીંચકે બેસાડી આસમાનના તારા દેખાડે છે, ત્યારે તને ખબર નથી કે કુન્તા અને પાંડવોને તેં ઉદાસ કરી મુકયા છે. ગમે તેટલો તને મનવીએ તોય તું ભીમ તે ભીમજ રહેવાનો....ભાઇ આશા....બીજાનું નહી.... આ તારી ગંગાનું માન."

"શું?"

ગંગાની જળધરા ફોકટ ન્હોતી જતી. એ પત્થર પલળતો હોય એમ લાગ્યું.

"આ બાપાના ખેતર, વાડી વજીફા....તું ધારે તો....તું ને રસીક બન્ને કેળવીને ખીલવી શકો અને અહીં મુંબઇ બનવી શકો....તેમના ઘડપણમાં તમારી જુવાની તેમને ચરણે તેમની આંખ ઠરે તેમ સોંપવી એ તમારી ફરજ છે."

"ના બેન મારે મુંજ....ના હું તો જઇશ."

આખા કુટુંબના દાવમાં ગંગા છેલ્લી સોગઠી હતી. ગંગાની આખી બાજીમાં આ તેનો છેલ્લો દાવ હતો. તે ખાલી જતો હતો. ગંગાએ હૃદય અડાડીને પાસો ફેરવ્યો.

"ભાઇ, મારી વીર પસલી!"

---



"ભાઈ, મારી વીરપસલી?"........ [પાનુ ૫૬

તેમની સામે આરામચેર પર સારાભાઈ મલમલનું પહેરણ અને લેંકેશાયરનું ધોતીયું પહેરી આંખ પર ચશ્મા ચઢાવી "ગુણસુંદરી" વાંચી રહ્યા હતા અને સાથે સાથે દિલ્હીશાહી હુક્કો પણ ગગડાવી રહ્યા હતા. ચોકમાં એક રોલ્સ રોઈસ મોટર ઉભી હતી. અંદરના ભાગમાંથી કેસરીચલના હારમો-નીયમ પર રસીક "મને ભોળીને ભરમાવી રે મા...." નું ગાયન લલકારતો છતાં મોંઢામાંની હાવાના ચીરૂટને લીધે તડુક તડુક બોલતો સંભળાતો હતો.

એક મીનર્વા મોટર આવી ઉભી. બે પુટમેનો બારણું ખોલી સલામ કરતા અદબથી ઉભા અને અંદરથી પુલ યુરોપીયન સુટમાં એક ગ્રહસ્થ ઉતર્યા. રામાએ પગથીઆ સામા આવી લાકડી ને ટોપી લઇ લીધી અને ધડાક કરતીને બીજી અરધી ઇઝીચેર બીજા ચપરાસીએ સારાભાઈ સામે ગોઠવી દીધી. બધું ઘડીઆલના ચક્કરોની માફક નીયમીત બન્યુ જતું હતું. એ ગ્રહસ્થ 'મેસર્સ આશા'ઝ લીમીટેડ, શ્રોફ્સ એન્ડ બેંકર્સ" ના એકલા માલીક મી. આશારામ હતા.

"કેમ આશું આજ વ્હેલા."

"કંઇ નહી કાકા," માધુ ટીફીન લઇ આવેલો તે ખાતો હતો તે વખતે "જરા શેરબજાર રંગ પર ચઢતું જોયું. મને થયું કે લાવ આજ તો કાકા કાકીને આજનો રંગ બતાવું."

તે ટેલીફોન કર્યો હોત તો?" લક્ષ્મી કાકીની કરકસર હજી ગઇ નહોતી, એ વખતે તારવાળો સાઇકલપરથી ઉતર્યો,

## પ્રકરણ ૨ જું.



લખમીકાકી વૃદ્ધ થયાં હતાં તે ઉમ્મરમાં; કંઇ રસમાં ને શોખમાં નહી. અત્યારે ત્રણનો સુમાર હતો. વાલકેશ્વર પર આવેલા એક આલીશાન મહેલમાં, વાયલની સાડી અને જરી, ટસ્સાસન, દોરીઆ વગેરેથી ઇંચે ઇંચ ભરેલું પોલકું પહેરી ઓટલા ઉપરના સોનાના હીંચકા પર તેઓ ઝુલતા બેઠાં હતાં, અને બરમીસ કારીગીરીની પાનની પેટી ખોળામાં રાખી પાન બનાવી રહ્યા હતા, હવે ભાટીઆ સ્ત્રીઓ મળવા આવે ત્યારે તેઓ "લક્ષ્મી બ્હેન" તરીકે ઓળખાતા હતા.

પ્રકરણ ૨:

તેમની સામે આરામચેર પર સારાભાઈ મલમલનું પહેરણ અને લેંકેશાયરનું ધોતીયું પહેરી આંખ પર ચશ્મા ચઢાવી "ગુણસુંદરી" વાંચી રહ્યા હતા અને સાથે સાથે દિલ્હીશાહી હુક્કો પણ ગગડાવી રહ્યા હતા. ચોકમાં એક રોલ્સ રોઈસ મોટર ઉભી હતી. અંદરના ભાગમાંથી કેસરીયલના હારમો-નીયમ પર રસીક "મને ભોળીને ભરમાવી રે મા...." નું ગાયન લલકારતો છતાં મોંઢામાંની હવાના ચીરૂટને લીધે તડુક તડુક બોલતો સંભળાતો હતો.

એક મીનર્વા મોટર આવી ઉભી. બે પુટમેનો બારણું ખોલી સલામ કરતા અદબથી ઉભા અને અંદરથી પુલ યુરોપીયન સુટમાં એક ગ્રહસ્થ ઉતર્યા. રામાએ પગથીઆ સામા આવી લાકડી ને ટોપી લઇ લીધી અને ધડાક કરતીને બીજી અરધી ઇઝીચેર બીજા ચપરાસીએ સારાભાઈ સામે ગોઠવી દીધી. બધું ઘડીઆલના ચક્કરોની માફક નીયમીત બન્યુ જતું હતું. એ ગ્રહસ્થ 'મેસર્સ આશારામ લીમીટેડ, શ્રોફ્સ એન્ડ બેંકર્સ" ના એકલા માલીક મી. આશારામ હતા.

"કેમ આવ્યું આજ વ્હેલા."

"કંઇ નહી કાકા," માથુ ટીપીન લઇ આવેલો તે આતો હતો તે વખતે "જરા શેરબજાર રંગ પર ચઢતું જોયું. મને થયું કે લાવ આજ તો કાકા કાકીને આજનો રંગ બતાવું."

"તે ટેલીફોન કર્યો હોત તો?" લક્ષ્મી કાકીની કરકસર ફુટી ગઇ નહોતી, એ વખતે તારવાળો સાઇકલપરથી ઉતર્યો,

આશા સાહેબનાં હાથમાં તાર મુકી સલામ કરી પાછો વળ્યો. તારમાં લખ્યું હતું.—

"આશાં'ઝ એંકર્સ."

બી. એ. થઇ એકની મુંબઇ મેલમાં બોરીબંદર આજે ઉતરૂં છું. ગંગા. નાસીક સ્ટેશન."

"હ્યો કાકી, ગંગા તમારી ગ્રેજ્યુએટ થઇ અને એન્ટલી સ્કુલ છોડી આજે એક વાગે મુંબઇ આવે છે."

"હાશ....ઘણા વર્ષે મારી દીકરીને મળીશ...."

"પણ આશા તાર મોડો કેમ? એક તો ક્યારનો થઇ ગયો છોકરી ક્યાં જશે?"

"કાકા હવે તો ઉપાય નથી, ઓફીસને સરનામે આજ-સુધી પત્ર વ્યવહાર ચાલતો હોવાથી હું ધારૂં છું કે તેને બંગલાની ખબર નથી. એટલે જરૂર ઓફીસેજ પહોંચશે. ચાલો....આમેય આફીસે લઇ જવા તો આવ્યો હતો. બધા ત્યાં જ ભેગા થઇશું, એ રસીક લે હવે મુક તારૂં ટેં....ટેં....ટેં ઉઠ" બન્ને મોટર રવાના થઇ.

× × × ×

કોટના એસ્પ્લેનેડ રોડ પરના આલીશાન મકાનની ફુટપાથ પાસે એક ટેક્ષી આવી ઉભી. બંગાળી રીતે પહેરેલી સાડી, આંખે ચશ્મા અને ઉંચી એડીના સફેદ બુટમાં સજ્જ થયેલી ગંગા, દીવાલ પરના રાક્ષસી સુનેરી અક્ષરો "આશાં'ઝ, એંકર્સ" વાંચી ઉપર ચઢી. ઓફીસમાં કાર્ડ વગર જવાય તેમ

નહોતું, તેમ ગંગા કોલેજમાં દાખલ થઇ હતી ત્યારથી કદી કાર્ડ વગર ક્યાંય જતી પણ નહોતી. ચપરાસીએ કાર્ડ લીધો અંદર જવા હુકમ મળ્યો. સેક્રેટરી મી. વીપીનના ટેબલ પાસે ગંગા આવી ઉભી.

"સાહેબજી......બાનુ......અમારા લાયક કંઈ કામ?"

"જી. હું કલકત્તાથી હમણાંજ જબલપુર મેલમાં ચાલી આવું છું. મારે મી. આશારામને મળવું છે. મારો સામાન..."

"જરા આપ બેસો...સીપાઇ સામાન હમણાં લઇ આવશે."

ગંગા એક કુબેર ભંડારીની અંગ્રેજી બ્રાંચ હોય એવી ફર્સ્ટ ક્લાસ ઓફીસમાં વીજળીના પંખા નીચે હવા ખાતી એક ફેશનેબલ ખુરશી પર બેઠી.

દોઢ કલાક ગયો. ગંગા કંટાળી.

"મીસ્ટર... હું જાણી શકું કે તેઓ ક્યાં ગયા છે?"

"બાનુ. કંઇ કહી ન શકાય. બ્હાર બીઝનેસપર ગયા છે."

"તો તેમને બંગલે ટેલીફોન ન કરી શકાય?

"માફ કરજો બાનુ આ વખતે ટેલીફોન શેરમારકેટ રીપોરટસમાં એટલો બીઝી છે કે એક પળ પણ બગડે કે બીજા કામમાં રોકાય તો લાખોનો સવાલ..."

બધા ઓફીસમાં આવી પહોંચ્યા, ગંગાને જોઇ બધાના હર્ષનો પાર નહોતો ખાસ કરી આશાની આંખમાં એક જુદીજ જાતનું તેજ ચમક્યું.

વક્રદષ્ટીથી થતાં આછાં હાસ્ય સાથે નાક ઉપર આંગળી મુકી ગંગા બોલી:

" આશા, તેં મને ન ટ્રેન પર રીસીવ કરી, ન ટેલીફોન કરવા દીધો બે કલાક બેસાડી રાખી. હું માફ નહી કરૂં."

" કોઇ રીતે ?"

" હા એકજ રીતે. મને જરા એક કલાક બધું સમજાવ ને જાણવા દે કે એક મીનીટ ટેલીફોન દુર થતાં એવા તે કેવા તારા લાખો રાખ ને ખાખ થઇ જાય છે. જોઉં તો ખરી તારૂં અર્થશાસ્ત્ર !"

આખુ કુંટુંબ પણ એજ જોવા અને જાણવા આવ્યું હતું જેમ સોનામાં સુગંધ ભળે તેમ આપણા સેક્રેટરી વીપીનના મીસીસ કમલાક્ષી પણ આવી ચઢયા. ગંગાને સોબત મળી. આશારામે ટેલીફોન પર બેસી શેર બજારની રમત સમજાવવા માંડી.

કમલાક્ષીની એક બાજુ ગંગા હતી અને બીજી બાજુ રસીક હતો. બન્નેની આંખ મળી. રસીક એક દેખાવડો, સુંદર ને પાછો શ્રીમંતાઇના મદભર્યો રસીક યુવક હતો. કમલાક્ષી પણ સુંદર હતી, રસીક હતી ને પાછી ધનવાનો માટે અજબ પક્ષપાત ધરાવતી યુવતી હતી. તે સુધરેલી હતી, પણ ઉંધે રસ્તે ગયેલી. તેનો એક મધુર કટાક્ષ છુટયો. રસીકને વાગ્યું !

આશારામે ૨૫–૩૦ બેંકોના ડીપાઝીટ ખાતાઓની રસીદો અને ચાલુ ખાતાઓની ચેકબુકોનો ટેબલ પર ઢગલો

કર્યો. એની દોલતનો સરવાળો કરી શકે એવું ગણીત કોઇને આવડતું નહોતું.

રસીક અને કમલાક્ષીને આ વાતોમાં રસ નહોતો પડતો, એટલે, ઓફીસનો ભપકો જોવા ઉભા થયા ને અદૃશ્ય થયા, મંડળની તહેનાતમાં ઉભો રહેલો વીપીન ગમે તેમ તોય નોકર હતો. એનાથી તહેનાત કદાચ છોડાય તો પણ ટેલીફોન તો છોડાય એમજ નહોતો. સારાભાઇ અને લક્ષ્મીને આ વાતોમાં સમજણ નહોતી પડતી એટલે ઉભા થયા અને બીજા ઓરડાની બે આરામચેરોમાં વાતો કરતાં બેઠાં. આશો અને ગંગા એકલાજ રહ્યા. કોણ જાણે કેમ આશાને તે ગમતું હતું.

આશારામની તેજી મંદીની રમતોના ભેદભરમો સાંભળી ગંગા તો છક થઇ ગઇ. પણ વીપીન પોતે પણ છક થઇ ગયો. વીપીન પાછો પોતાના ટેબલ પર ટેલીફોનના સંદેશા સાંભળતો બેઠો.

"ગંગા જો સામે ભીંતપર....મારો હરીફ તે એજ મંગલદાસ...મારસ બેંકનો મેનેજર. આજ તેનું મારે હાથે મોત છે. અત્યાર સુધીની રમતમાં મારા તેની પરના લેણા દોઢ કરોડ તો ચઢી ચુકયા છે. એનું ગજું કેટેલું? ચાંચડ; એક મગતરૂં. એકજ કરોડમાં તાવ આવે, સવા કરોડમાં હીરો ચુસે, ને દોઢ કરોડમાં તો ત્રણ વાર ફાંસો ખાય....પણ ગંગા આ બધી આબાદી તારે...."

ગંગા એવા મજબુત હરીફને જોવા માટે ફોટો જોવા

ઉભી થઇ એટલે છેલ્લું વાક્ય ન સાંભળી શકી. ફોટો જોઇ ગંગાની આંખો ફાટી ગઇ.

" અરે આશા ! આ કોણ, મંગળદાસ ? મારો પ્રિયતમ ! " આશારામ કટાક્ષ કરતો હસ્યો.

" ગંગા. એ તારો પ્રિયતમ ? મારો હરીફ તે તારો પ્રિયતમ ?"

" આશા....તેં ત્રણ કુરતા કરી...આ ચોથી છે...એને બચાવ...."

" નહી બચે....હજી ચોંથી અધુરી છે ને પાંચમી બાકી છે..."

" એટલે ! "

" મંગળદાસના મ્હોતથી ચોથી પુરી થશે અને પાંચમી તારો પ્રેમ...ગંગા મારી થશે...."

સેક્રેટરી વીપીન ટેલીફોન પછાડતો કુદી પડયો.

" મંગળદાસ ઉડયો....."

ગંગાએ બ્હેન પર કુદષ્ટી કરનાર પાપી આશાને તમાચો ઠોકી દીધો. લોહી નાંખતી ગંગા બારણું અફાળતી દોડી. મોટર સીધી મંગળદાસની ઓફીસ તરફ મારી મુકી.

" વ્હાલી ગંગા...હું જાઉં છું. "

ગંગા ચોધાર આંસુએ રડતી હતી, મંગળદાસ એનો હૈયાહાર હતો. નાદારીમાં જવા કરતાં વીંટીનો હીરો ચુસવામાં

મંગળદાસની ઇજ્જત હતી, એટલે મંગળદાસે ઇજ્જત ખાતર જીંદગીનો એ છેલ્લો સટ્ટો કરી લીધો. ઓફીસની જમીનપર એ ચ-તોપાટ પડી, દુનીઆ સામે એક છેલ્લી કરૂણ નજર નાંખી રહ્યો હતો. ગંગા એની છાતીપર માથું નાંખી આંસુના વરસાદ વરસાવી રહી હતી. ઇશ્વરને એ આંસુ પલાળી ન શકયા.

મંગળદાસે દેહ છોડયો. ઠંડુ શરીર જોઇ ગંગાના વિલાપ અને આક્રંદ અટકી ગયાં. એનું પણ હૃદય બંધ પડયું. પરલોકની મુસાફરીમાં મંગળદાસનો–પ્રિયતમનો–સાથ કરવામાં ગંગાએ એક મીનીટ પણ વિલંબ ન કર્યો. બન્ને ગયા અને સદાને માટે ગયા.

બીજે દિવસે સારાભાઇ અને લક્ષ્મી કાકીથી પોલીસ ચોકી પર એ બે પ્રેમી મુડદાંનું દૃષ્ય જોયું ન ગયું. લક્ષ્મી કાકીએ આખી રાત માથું પછાડયું હતું અને જ્યારે ગંગાને જોઇ ત્યારે પ્રાણ પછાડયો. ગંગાના દેહ પર લક્ષ્મી મુડદું થઇ પડી. કુટુંબમાંથી ત્રણ જણ મુકી સારાભાઇ ઘેર દાખલ થયા, ત્યારે આશારામ માથે હાથ દઇ નિરાશાના સાગરમાં ડુબકાં ખાતો હતો.

"આશા મેં ના કહી'તી કે શહેરમાં નથી જવું....જો ન આવ્યો હોત તો આ નિરાશા....આ દુઃખ...આ ઘા....આ બંગલો...આ ગાડી...હી....હી...હી. આશલા તે ગઇ...તું ગઇ....હું ગઇ...હી...હી...."

સારાભાઇનું મગજ બગડયું. એણે બગીચામાં દોટ મુકી. કેટલાંએ રોપા હસ્તાં હસ્તાં ઉખેડી નાખ્યાં. દુનીઆના બગીચામાંથી કેટલાંય રોપાઓને ઉખેડી નાંખતો પ્રભુ, કોણ કહે છે, પાગલ નહી હોય ?

રસીક સીસોટી વગાડતો, લાકડી ઉછાળતો દાખલ થયો. પાછળ દાંત કચકચાવતો વિપીન હતો. પાગલ પિતા અને આવાક આશાને જોઇ તે અજાણ થયો. ટોપી એક ખુણામાં ફેંકી એ સીગારેટ ચેતાવતો આરામચેર પર બેઠો. ધુમાડાના પહેલા ગોટા સાથે એણે એક નીસાસો નાંખતા કહયું.

" કયાં છે બધા ? "

બધામાંથી કોઇએ જવાબ ન આપ્યો, આશો પણ ચુપ રહ્યો, માત્ર સારાભાઇ દોડતા આવી "ચુલામાં...ચુલામાં... હસો દોડો..." કરતા રસીકને બાથ ભીડી નાચવા લાગ્યા.

વીપીને રસીક સામે એક કરડી નજર ફેંકી, આશાનો હાથ પકડી જોરથી ઉભો કર્યો.

" મી. આશારામ, હું જવાબ માંગું છું. રસીકે કમલાક્ષીને વંઠાડી છે, બગાડી છે. માત્ર તમારે ખાતર...નહીં તો મેં...."

આશાએ ક્રુર હાસ્ય કર્યું: " વીપીન ! મારૂં બગડે તો દુનીઆનું શા માટે ન બગડે ? "

" એનો અર્થ ? "

"તું મુરખ છે. બે હ્રુદય મળવા એ કુદરતની વાત છે. એ બે હ્રુદય ન મળવાં એ પણ કુદરતની વાત છે. એમાં મારાથી કંઇજ કરી શકાય તેમ નથી."

"તો તે હું કરી શકીશ...."

વીપીન પાગલ થઇનેજ આવેલો. એણે પીસ્તોલ છોડી. વીપીન જ્યારે બંગલો છોડી નાઠો ત્યારે રસિક મુડદું બની પડયો હતો. અને સાથે સારાભાઇ પણ બેભાન બની પડયા હતા.

આશાએ પાંચ વરસની રમતમાં કરોડો મેળવ્યા હતા. પણ તે રૂપીઆ! આ બે દીવસની રમતમાં એણે આખા કુટું-બના મુડદાં માળ્યાં હતાં. પ્રભુ જ્યારે માણસોના પ્રાણ સાથે સટ્ટો ખેલે છે ત્યારે આટલો ભયંકર હશે તે માળવાનો કે મુંબઇના મુંજ કે સીકંદર વગેરે કોઇ જાણ્યા છતાં જાણતું નહોતું.

ત્રીજે દીવસે આશો દુનીઆમાં એકલો હતો. માત્ર તેનું કંઇ પણ બાકી રહયું હોય તો તે એક ખાવા ધાતી ઓફીસ અને બેંકના ખાતાઓ!

જાણે ઓફીસ પણ જવા બેઠી હોય તેમ પોલીસ કોન્સ્ટેબલ બધી મીલ્કત પર ટાંચ બજાવતો આવી ઉભો. એની બાજુમાં વિપીન ખડખડ હસ્તો ઉભો હતો. ઓફીસની ખાનગી બાબતનો ઘડો પુટયાની એ હાસ્યમાં ઝાંખી નિશાની હતી. આશો ચાવી સોંપી બહાર નીકળ્યો. હવે એનું કોઇ ન્હોતું. શું હતું તેનો વિચાર કરતો તે જાહેર રસ્તા પર ચાલ્યો જતો હતો. એને બાજુબાજુનું ભાન ન્હોતું.

જબરો શોરબકોર થઇ રહ્યો. ટ્રામ ડ્રાઇવરે ઘણું જોર કર્યું છતાં ટ્રામ તો આઘે જઇનેજ અટકી. ટ્રામના પૈડાં નીચે આશારામના શરીરના ટુકડા ગણી શકાય તેમ પડયા હતા. આકાશમાંથી શીવભટ્ટનો સુર હોય તેવો કોઇ અવાજ આવ્યો:

"મુંજના નસીબમાં હાથીના પગ હતા. આ જમાનાનાં મુંજના નસીબમાં ટ્રામના પૈડાં મંડાયા હશે. હરિ, હરિ!"

બીજે દિવસે આશાઝ એંકર્સના આખા કુટુંબના કરૂણ ઇતિહાસના લેખો મોટા મોટા અક્ષરે આખા મુંબઇના છાપાસાં છપાઇ ગયા. છાપાંઓ વાંચ્યા પછી દુનીઆ પોતાને કામે લાગી.

---

# પ્રકરણ ૩ જું.



ખેતરના મોલ ગર્વથી ઝુકી રહેલાં રામપુર ગામ અને તેની આસપાસની હજાર હજાર વીઘા જમીન કપાસ, અનાજ શાકવાડી, વનફળ વગેરેથી લીલીછમ બની દુનિયાને આદર્શ ખેતીવાડીનું ચિત્ર બતાવી રહી હતી. વચમાં કેટલાય અંજીન ઘરો, આજુબાજુ નજરે પડતાં. છેલ્લામાં છેલ્લી ઢબના મશીનો, તંદુરસ્ત શરીરવાળા સકુટુંબ કલ્લોલ કરી રહેલા સેંકડો મજુરો એ બધું દૃશ્ય જોનારને આ રામપુર નહિ પણ અમેરિકાનું લોસ એંજેલ્સ લાગતું.

મજુરોના સરદારને સામે ધુળ ઉડતી દેખાઇ. એણે ખેડુતોને કહ્યું: "ભાઇઓ જુઓ...મોટાભાઇ આવે છે...."

એક ઘોડાના પગનો અવાજ પારખનાર ખેડુ હતો તેણે કહ્યું: "સરદાર, ભાઇ સાથેના ઘોડા ઉપર હલકી સવારી હોઇ મોટા બેન પણ છે એમ મને લાગે છે."

તેની વાત સાચી હતી, જોતજોતામાં બે ઘોડા આવી પહોંચ્યા. એક પરથી ખેડુતના મોટાભાઇ આશારામ ઉતર્યા અને એક પરથી ગંગા ઉતરી. ખેડુતો કામ મુકી ટોળું વળી પોતાના માલીકોને ઘેરી ઉભા. આશારામે ભાષણ આપ્યું.

"ખેડુભાઇઓ, મારી બ્હેન ગંગાનાં આવતી કાલે મંગુભાઇ સાથે લગ્ન છે તેની ખુશાલીમાં કાલ પરમ કામ બંધ રાખશું અને બધાને જમવાનું અમારી ડેલીએ છે."

ખેડુતોએ એકી અવાજે "ઘણી ખમા ગંગા બેનને" કહી બાજુમાં હતા તેટલા ઘઉંના ડુંડાઓના પાતરા તોડી મોટા ભાઇ અને મોટી બેન પર તેના વરસાદ વરસાવી તેમને ગુંગળાવી નાખ્યા.

ભોં ભોં કરતી મોટર આવી. ખ્હાંય ચઢાવી રસિક મોટર હાંકતો હતો. બાજુમાં મંગુભાઇ હેંડલ શીખતો બેઠો હતો. પાછલી સીટમાં સારાભાઇ અને લક્ષ્મીકાકી હસ્તાં હસ્તાં બેસી રહ્યા હતા. ખેડુતોએ બા બાપાને પ્રણામ કર્યા અને લગ્ન માટે મુબારકબાદી આપી.

ગંગા અને મંગુભાઇ ગુસપુસ કરતાં એક બાજુ ચાલ્યા ત્યાં તો આખા મંડળે હુરીઓ કરી મેલ્યો. બન્ને વર ઘોડીઆ આગળ થયા. પાછલી હુરેલમાં કાકા કાકીને ટેકો આપતાં આશા અને રસિક હતાં અને તેની પાછળ આખું ખેડુત મંડળ ચાલ્યું. સાંજ પડે સૌ મહાદેવજીના દર્શન કરી પોતપોતાના મકાનમાં જતું, તે મુજબ આજે બધું મંડળ મહાદેવજીના મંદિર તરફ વળ્યું.

## ભેદ સંહાર.

જો આશો બેનનું કહ્યું ન માનતાં શહેરમાં મુંબઇનો મુંજ થવા ગયો હોત તો બીજા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આખા કુટુંબના હાલ થાત. ત્યારે આશો શું શહેરમાં ગયો ન હતો? ના...તેણે બેનની વીર પસલી બેનની શીખામણ માનીને આપી હતી. તે રામપુરમાંજ રહ્યો હતો અને જમીન જાગીર ખીલવી ત્રીજા પ્રકરણ પ્રમાણેની આબાદી મેળવી આવી આખા કુટુંબને સુખી કર્યું હતું.

---

# રાજખટપટ !

રાજાને ખબરેય નહોતી. આખો કુટદેશ આજે રાતે સુતો ને સવારે આંખો ચોળીને ઉઘાડે ત્યાં આખા રાજનું મંડળ ફરી ગએલું. એ માનુષી ચમત્કાર હતો.

કુટની રાજ્યધાની અંબુજથી દશેક માઇલ દુર વાંસળીઆ ગામમાં નિશાળ હતી. "કાગળ લખવા વાંચવા" જેટલું શીખવા માટે શાસ્ત્રી ચીમનલાલમાં નિશાળનું મોટામાં મોટું માસ્તરમંડળ સમાઇ જતું. એનો પગાર એક યુરોપીઅન પ્રોફેસરના અડધા બબરચી જેટલો હતો.

"બા....તારી પાસે બેએક રૂપીઆ છે?"

ચિંતાતુર ચીમન શાસ્ત્રીની મીઠી છાંયા એક 'મા' જ હતી.

"ભાઈ, હું તે હવે ક્યાંથી કાઢું? તારા પંદર રૂપીઆમાં હવે આ આઠ આના રહ્યા છે ને આજે તારીખ ૨૦ મી થઇ. હજી પંદર દી ખેંચીશ ત્યારે તારો જેઠ મહીનાનો પગાર આવશે. ઉલટો તું ક્યાંકથી લાવી દે તો ઠીક....તારા પ્રાણીઆની દવા મંગાવ્યા વગર હવે છુટકો નથી. તારે શું કામ પડયું?"

ચીમનલાલનું કામ એવું હતું જેમાં મા ન સમજી શકે. "સાંજે એના ડીપોટી સાહેબ આવવાના હતા." અમલદારોનો અનુભવી દરેક આ વાકયમાં એનું કામ સમજી શકે.

એ સમજતો હતો. પ્રાણીઆના વૈદ્યને ચાંદલો ન થાય તો બહુ બહુ તો પ્રાણીઓ થોડુંક વધારે રીબાશે ને રોશે. મા મરી ગઇ ત્યારથી એને ક્યાં રીબાવાની ને રોવાની નવાઇ હતી? પણ જો સાહેબને ચાંદલો ન થાય તો આખા કુટુંબને રોવું પડે. ચાંદલે ચાંદલે આવા ફેર હોય છે, જે સમજવા ભારે હૈયા જોઇએ.

"ભલે બા હું જાઉં છું."

આખી દુનિયાના કેમેરામાં આનન્દોત્સવના ફોટા ઉતર્યા છે. એક નિરાશાની રેખા કેવી પડે છે તે જોવા કોઇનેય આજ સુધી સુઝયું છે?

ઘણીવાર નિરાશા પાછળ મરણીઆપણું અને તીરછું હાસ્ય હસતાં ઉભા હોય છે. બ્હાર આવતાં શાસ્ત્રીના વદન પર એક કાળો શેરડો પડ્યો. મોઢું કંઇક હસ્યું. એના ખીસ્સામાં સ્કુલની ફીના ૧૦ દશ રૂપીઆ હતા. એ પાછો વળ્યો. પ્રાણીઆની દવા માટે માને એણે એક રૂપીઓ આપ્યો. મા રાજીના રેડ થઇ ગઇ.

*          *          *          *

ડીપોટી સાહેબ આવી ગએલા ને ઉતારે ઢોલીયે બેઠેલા. ગામને પાદરે રણતડકે શાસ્ત્રીજી તેડવા ગએલા ત્યારથી તેમની સાથેજ હતા. સાહેબને દાતણ પાણી, ન્હાતી વખતે સાબુ ટુવાલ, વાળ હોળવા કાંચ દાંતીઓ, બધું આપવા લેવાનું કામ શાસ્ત્રીએ ખડે પગે કરેલું. સાહેબના ખુશમીજાજને પાછળથી કોઇ ધક્કા મારતું હતું.

" કાં માસ્તર નીશાળ કેમ ચાલે છે ? "

" આપની કૃપાથી ઠીક ચાલે છે સાહેબ. ૪૦ છોકરાઓ આવે છે."

" ચાલો સારી વાત છે. હું કાલ સવારે આવી સ્કુલ તપાસીશ. હીસાબ બીસાબ તૈયાર રાખજો."

" ભલે સાહેબ. "

માસ્તરે પોતાથી બની તેટલી સાહેબની સેવા ઉઠાવી ને ઉઠતી વખતે સાહેબના ચીરણજીવીના હાથમાં એક રૂપીઓ મુક્યો.

સાહેબે કોળીના છોકરાઓને વરગમાં બેસાડી કોળીઓને દીલાસો આપી રજા દીધી.

" માસ્તર આ ચોરીનો ધંધો ઠીક કહેવાય? ગઇ કાલની તમારી ચાકરી સામું જોઇ શરમાવું પડે છે નહી તો બહુ શોષવું પડત.

શાસ્ત્રીએ કહ્યું: " સાહેબ, ગઇ કાલની ચાકરીએ આયોજ ન હોત તો શોષવું ન પડત."

સાહેબને કાને આ વાક્ય અથડાઇને પાછું પડ્યું. એ રજીસ્ટરમાં શેરો મારતા હતા:

" માસ્તરની ગફલતથી ફીમાંથી બે રૂપીઆ ઘટ્યા છે. આવતા પગારમાંથી કાપી લેવા...."

સાહેબ ગયા ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ક્ષત્રીઓના એ રાજમાં એક દુઃખીઓ બ્રાહ્મણ પાછળ ડુસ્કા ભરી ભરી રોતો હતો!

સાત વર્ષ વીતી ગયા.

કોઇ શક્તીના દોરયા શાસ્ત્રી ચીમનલાલ વાસળીઆ મુકી રાજધાની અમ્મુજમાં આવી વસેલા. માસ્તર મટી, શાસ્તર શીખવવા રાજકુમારના શીક્ષક બનેલા.

ડી ... ભુજના આજે સર ન્યાયાધીશ હતા.

રા ... કાલ કુમાર સાહેબના લગ્નની

ધામધુમ ... યલગ્ન એટલે જેટલામાં એક લાખ

રીઓ પ ... લગ્ન કરીએ તો

" કેમ આઠ, માસ્તર ? તમે કાલે કહ્યું. ૪૦ છોકરા આવે છે તો દશ રૂપીઆ આવવા જોઇએ ને ? કોઇની ફી બાકી હશે !"

માસ્તરને કપાળ પર પરસેવાના થોડાક બિંદુ તરી આવ્યા.

" જી–આ મહીને આઠ છોકરા ઉઠી ગયા છે...."

" જોઉં રજીસ્ટર."

માસ્તરે રજીસ્ટર મુકયું. સાહેબે જોયું " છેલ્લા આઠ છોકરાના નામપર ચેકો કરી લીટીઓ તાણેલી."

" માસ્તર આ ચેકેલા છોકરા પર કેમ તારીખ નથી ? કઇ તારીખે ઉઠી ગયા ?"

" યાદ નથી બરોબર....પ....ણ મહીનાની શરૂઆતમાં ઘણું કરીને....ને ફી નથી મળી...."

" ચ્યાંસે માહતર...." ગુસ્સા ભર્યા બુમ મારતા ત્રણ ખેડુ કોળી નિશાળમાં દાખલ થયા. ડીપોટી સાહેબને જોઇ સલામ ભરી રહ્યા. પાછળ આઠ છોકરા આવી ઉભા.

" કેમ અલ્યા. અહીં નિશાળમાં ?" ડીપોટીએ રોફથી પુછયું.

" સાહેબ, અમે આ મહિનાની ફી દીધી છે ને છોકરાઓને કેમ આજે પરીક્ષા ને ટાણે માહતરે ઘર મુકી દીધાં ?"

સાહેબ વસ્તુસ્થિતી સમજી ગયા. ભોંય પાસે મારગ માંગવા શાસ્રી ચીમનલાલની વતી એની આંખના આંસુ દોડયા દોડયાં જતાં હતાં.

સાહેબે કોળીના છોકરાઓને વરગમાં બેસાડી કોળીઓને દીલાસો આપી રજા દીધી.

“ માસ્તર આ ચોરીનો ધંધો ઠીક કહેવાય? ગઇ કાલની તમારી ચાકરી સામું જોઇ શરમાવું પડે છે નહી તો બહુ શોષવું પડત.

શાસ્ત્રીએ કહ્યું: “સાહેબ, ગઇ કાલની ચાકરીએ આજરોજ ન હોત તો શોષવું ન પડત.”

સાહેબને કાને આ વાકય અથડાઇને પાછું પડયું. એ રજીસ્ટરમાં શેરો મારતા હતા:

“ માસ્તરની ગફલતથી ફીમાંથી બે રૂપીઆ ઘટયા છે. આવતા પગારમાંથી કાપી લેવા....”

સાહેબ ગયા ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ક્ષત્રીઓના એ રાજમાં એક દુઃખીઓ બ્રાહ્મણ પાછળ ડુસ્કા ભરી ભરી રોતો હતો !

સાત વર્ષ વીતી ગયા.

કોઇ શક્તીના દોરયા શાસ્ત્રી ચીમનલાલ વાસળીઆ મુકી રાજધાની અમ્બુજમાં આવી વસેલા. માસ્તર મટી, શાસ્તર શીખવવા રાજકુમારના શીક્ષક બનેલા.

ત્રીપાઠી સાહેબ અમ્બુજના આજે સર ન્યાયાધીશ હતા.

રાજધાનીમાં આજ કાલ કુમાર સાહેબના લગ્નની ધામધુમ ચાલી રહેલી. રાજ્યલગ્ન એટલે જેટલામાં એક લાખ ગરીબો પરણે એટલું જેમાં એળે જાય તે. લગ્ન કરીએ તો

આવા, બાકી એક ઢોલ પીપુડી ને ઢીંગલી સાથે તો એક કીડીએ પરણે છે !

વરરાજાને કપડાં દાગીના પહેરાવવા અને ઉતારવા એ બધું શાસ્ત્રીને સોંપાયેલું. આ કામગીરી કાંઇ શાસ્ત્રથી જુદી ન હતી. શાસ્ત્રો પણ, જીવને એનો એ રાખી. શરીરને સાચા ઉથલાવ્યા કરે છે !

. દિવસના ખેલો અને ઉત્સવોથી થાકેલો રાજકુંવર સાંજે નાયબ દિવાન સાથે શયનગ્રહમાં આવ્યો; એણે દાગીના ઉતારી જેમ તેમ ફેંકવા માંડયા. એને કયાં ખોટ હતી !

" ભગુભાઇ આ દાગીના તીજોરીમાં મુકી માસ્તરને ચાવી આપી દેજો એટલે સવારે તરત કામ લાગે. "

" જી હુકમ. "

કુમાર સુતા.

શાસ્ત્રી ભર્તૃહરી નીતિશતક વાંચતા બેઠા હતા. પાસે એક ચાવી ઉડતી આવી પડી. સામે ભગુભાઇ ચાલ્યા જતા હતા.

" માસ્તર એ તીજોરીની ચાવી કુમાર સાહેબના દાગીના અંદર છે. "

" ભલે હજુર "

× × × ×

રાજા સાહેબ પાસે વાત પહોંચી. આખા રાજ મ્હેલમાં દોડા થઇ રહેલી. કુમાર ને ભગુભાઇ, રાજાજી ને દિવાન. શાસ્ત્રીબાઇ ગંભીર વીચારમાં એક બીજા સામું જોયા કરતા હતા.

રાજસાહેબે પૂછ્યું: “ ભગુભાઇ; તમને ખાત્રી છે કે તમે બધા દાગીના તીજોરીમાં મુકેલા ? ”

“ જી હા, નામદાર. ”

ત્યારે તમારૂં એમજ માનવું છે કે ચાવી માસ્તરને આપ્યા પછીજ દાગીના ઉચાપત થયા છે ? ”

રાતલેજમાં અંજાઇ ગએલી ભગુભાઇની આંખ મણીભાઇ તરફ કંઇક પ્રાર્થના કરતી હુતી.

મણીભાઇ વચ્ચે પુરાયા “ નામદાર એ અનુમાન ખોટું નથી. ”

શાસ્ત્રીએ આવી નમસ્કાર કર્યા.

“ શાસ્ત્રીજી, તમારૂં શું કહેવું છે ? ”

“ મહારાજ મને ચાવી મળી ત્યારથી તે ચાવી મેં સોંપી ત્યાંસુધી એક સાચા બ્રહ્મણના સોગનપુર્વક મેં તીજોરી ઉઘાડીજ નથી. હું નિર્દોષ છું.’

રાજા પલળતો હતો: “ જરૂર ભેદ છે....એક બ્રાહ્મણ સોગન ન ખાય.’

મણીભાઇ (હસીને): “ શાસ્ત્રીજી, સોગન શું સાબીતી છે કે ? સાચું બોલી નાખો નહી તો તમારા પર કામ ચાલશે. તમારે એક નિર્દોષને પાયમાલ કરવો છે....ભગુભાઈ એમની તપાસ કરો. મારે મહારાજ સાથે પોલીટીકલ એજંટનું કામ છે....”

જેમ શાસ્ત્રીને કોઇ નિર્દોષ સાથે વેર ન્હોતું, તેમ તેની પાસે એ જાતના સત્યો ન્હોતા, એકજ હતું કે "તે નિર્દોષ હતો."

રાજાને દીવાન ચાલી નીકળ્યા. રાજાઓને ઘણા અગત્યના કામો હોય છે. કંઇ આવા કેસ ચલાવવા તેઓ બંધાયેલા નથી.

પાછળથી દીવાન સાહેબનો હુકમ નીકળ્યો ને સર ન્યાયધીશ કોર્ટમાં શાસ્ત્રી પર ફરિયાદ રાજ તરફથી મંડાઇ.

આખા ગામમાં વાત પ્રસરી ગઈ. લોકોમાં વાતનું છેલ્લામાં છેલ્લું સ્વરૂપ આવું હતું.

"ભગુભાઇને શાસ્ત્રીએ માર મારી, કુમાર સાહેબને પલંગ સાથે બાંધી લીધા ને બધા દાગીના ઉતારી દોડતે ઘોડે ગામ છોડી ભાગવા માંડયું ત્યાં મણીભાઇએ જાતે પાછળ ઘોડો છોડી પકડયો ....મરશે અભાગીઓ....ચોરી તે આમ છચોક થતી હશે?"

* * * *

અમ્બુજના પોષ્ટ માસ્તર લાભશંકર બ્રાહ્મણ હતા. તળ અમ્બુજના વતની. શાસ્ત્રી માટે એમને "દેશી" તરીકે ખાસ પક્ષપાત હતો, પછી "જ્ઞાતિબંધુ" તરીકે.

લાભશંકર રાજમહેલમાં કુમાર સાહેબને ખાસ મળવા આવેલા. કુમાર એકલા નહોતા, સીમલાની ઉંડી ને ઉંચી વાતો મણીભાઇ પાસેથી સાંભળતા બેઠા હતા.

"ઓહો લાભશંકર તમો અહીં?" કુમારે એમના નમસ્કાર ઝીલી એક ખુરસી પર બેસવા કહ્યું.

"જી હજુર, દાગીનાની બાબતમાં આવ્યો છું."

અમદાવાદ તરફ ગયું છે એવું કીમતી પારસલ હજી સુધી મારી જીંદગીમાં નથી જોયું. મણીભાઇના દીલમાં થરથરાટ ઉપજ્યો. પણ તેઓ દીવાન હતા ને ભગુભાઇ તેમના ભાણેજ હતા.

"લાભશંકર, એકે એક શબ્દ જોઇ વિચારીને બોલજો, જોજો....તમે એક નાયબ દીવાન સાહેબની રીતભાત પર શંકા લઈ જવાની વાત લાવ્યા છો....કુમાર સાહેબને તમે એમ સમજાવવા માંગો છો કે તે પારસલમાં ચોરીનોજ માલ હતો એટલે કે એ દાગીના ભગુભાઇએજ ચોરેલા....એમજને? આ એક બદનક્ષી છે...."

"જી નામદાર, હું એવું કંઇજ કહેવા નથી માગતો....હું તો માત્ર તે પારસલની રસીદની નકલ બતાવવા આવ્યો છે...."

કુમારે એ નકલ માંગી ને લાભશંકરે તે બતાવી. એમાં પારસલ કરનારનું નામ 'ભગવાનદાસ એ. વી. નાયબ દીવાન." એમ લખેલું.

કુમારઃ "મણીભાઇ, બાબત તો જરૂર વિચારવા જેવી છે."

મણીઃ "એક બીનજવાબદાર માણસની બાબત. કુમાર સાહેબ આપ કાયદો જાણો છો?"

કુમારઃ "એ તમને સોપ્યું. અમે જાણતા હોત તો તમે મારી ઓફિસના કલાર્ક હોત!"

દીવાન સાહેબ મેણાના માર્યા લાભશંકર તરફ વળ્યા.

"જુઓ લાભશંકર, તમે જે કહેશો તેની જવાબદારી ઉઠાવવી પડશે....કબુલ છો?"

લાભ: 'નામદાર. હું એમ કયાં કહું છું કે તેમણેજ ચોરી કરી છે? હું તો માત્ર...."

દીવાન—"જાઓ: તમારી બીનજવાબદાર વાત અમારે નથી સાંભળવી: આજ પછી કોઇ મોટા અમલદાર માટે બોલવા નીકળ્યા કરતાં પોસ્ટકાર્ડને ટીકીટો વેચ્યા કરો."

કુમાર—"લાભશંકર તમે જાઓ....લાવો એ રસીદ નકલ....હું જોઇશ."

લાભશંકર એક ભયંકર ચીજ આપી ગયા. મણીભાઇને બીક લાગી. એમણે ફેરવી તોળ્યું.

"કુમાર સાહેબ, કેવો દમ ભરાવ્યો! મારે તો સાચી વાત કઢાવવી હતી....દીવાનગીરી એમજ થાય....હવે મને ખાત્રી થાય છે કે લાભશંકર એ રસીદ ખોટી નથી બનાવી લાવ્યા....લાવો હવે હું એની પાકે પાયે તપાસ કરીશ. નાયબ દીવાનના બાપ હશે પણ ગુન્હેગાર હશે તો સખત શિક્ષા કરીશ." ભોળા કુમારે રસીદ સોંપી દીધી. એને બીજા ઘણા કામ હતા.

"ભગુ, આ રસિદ જો, આ શું તોફાન છે? તને ભાણેજ જાણી આટલી પાયરીએ ચઢાવ્યો તે શું આટલા માટે? સાચું શું છે, બોલી નાખ."

ભગુભાઇએ હાથ જોડયા ને ગળગળા થઇ કહ્યું:—

" મામા....હવે હું કોઇ દિવસ આવો ધંધો નહિ કરૂં.
....મને બચાવો....મારો ગુન્હો છે."

અરે ગરીબ પ્રજાઓ ! દોડો, દોડો જે નાયબ દીવાન, તમે કરગરી કરગરી મરી ગએલા તોય તમારા અંતરની ફરિયાદ સાંભળવાને બહેરો હતો....તમને નિર્દોષોને ગુન્હેગાર ઠેરવતો હતો તે આજે કોઇકને પગે પડે છે....ગુન્હો કબુલી તોબા પોકારે છે ! ! !

" કારણ ? " આખી દુનિઆમાં ભગુભાઇને એક મણીભાઇજ આ ત્રણજ અક્ષર પુછી શકે.

મુંબાઇમાં રૂના સટામાં મને સખત ખોટ ગઇ છે.... વાંચો આ કાગળ. નહિં તો હું એવું ન કરૂં...હું યે તમારો તમારો ભાણેજ છું...."

મણીભાઇએ કાગળ વાંચ્યો. ખરેખર ! ગુન્હો કરવાની ભગુભાઇની જરૂરિયાત અનિવાર્ય હતી.

" પણ કરવું શું ? રાજમહેલ જાણે તો તારો ને મારો રોટલો શું સોનાની ચકલી ટળી જાય એવી બેવકુફી તેં કરી છે....

" ખરૂં મામા....પણ એ નિર્ણય કરવામાં સ્હેજ ભુલ થઇ છે. Error of Judgement ત્રણ દિવસ મોડું પારસલ કર્યું હોત તો કંઇજ તકલીફ ન થાત....

" પણ મુરખ ! તું સટ્ટોજ ન ખેલ્યો હોત તો ચોરીએ ન કરવી પડત, ને ચોરીજ ન કરી હોત તો કંઇજ તકલીફ

ઉભી ન થાત....એક બીચારા નિર્દોષ બ્રાહ્મણને તારે લીધે પાયમાલી....મારી બેનને પેટ તું કલંક....

"બસ કરો મામા....વધુ મેણા ન મારો....એક ભાણેજ સો બ્રાહ્મણ તુલ્ય છે એ ભુલી ન જાઓ....આ માથું તમારે ચરણે....જોઇએ તો એક બ્રાહ્મણને બચાવી સો બ્રાહ્મણનું ગળું કાપો...."

મણીભાઇને ધર્મસંકટ આવ્યું. એ સંકટ ભાણેજની કિંમત આંકીને શાસ્ત્રોએ સરજી આપેલું. નબળા મન પર આખર સ્વાર્થજ ફાવે છે. ભણુ ફાવ્યો, નહિ નહિ. નાયબ દિવાને દિવાનના પાણી ઉતાર્યાં.

× × × ×

સર ન્યાયધીશ પાસે પુરતા પુરાવા ન્હોતા. એને મુંઝવણ થતી હતીઃ "ફેંસલો કેમ લખવો?" બીજી બાજુ કાયદાની ચોપડીના પાના દીવાન સાહેબની ઓફીસમાંથી તુમારને નામે નીકળતા તેના પર તેમને આધાર રાખવાનો હતો.

છેલ્લો તુમાર આવી ગએલોઃ "જલ્દી કેસનો ફેંસલો કરો ...ગુન્હેગારને સજા કરો...સાબીતી આ સાથે...."

"પારસલ કરનાર શાસ્ત્રી ચીમનલાલનું નામ હતું."

"પોસ્ટ માસ્તર લાભશંકર દીવાન ઓફીસના હુકમથી દિલ્હી ચાલ્યા ગયેલા" એવો શેરો થઇ કચેરીના પ્યાદા તરફથી સમન્સ પાછો આવેલો.

આરોપીના બચાવનામામાં ત્રણ શબ્દો હતાઃ "હું નિર્દોષ છું" આખા કૂટ દેશમાં રાજ્ય કારભારમાં ઘુસી જવાની વકીલોને છુટ હતી; કોઈ આરોપીને વકીલ રાખવાની મનાઇ હતી.

આ સંજોગોમાં આરોપીને ગુન્હેગાર ઠેરવવો કેવી રીતે એ કઠણ સવાલ હતો. ન્યાયધીશ એ સવાલનો નિકાલ ન કરે તો પોતેજ .દીવાન ઓફીસમાં ગુન્હેગાર ઠરે એ સ્હેલો જવાબ હતો.

એક વીજળીના ઝબકારા માફક ન્યાયધીશને સાત વર્ષ પહેલાંની વાત યાદ આવી. એ બે રૂપીઆ આજ શાસ્ત્રીએ ચોરેલા. હવે એમનો ફેંસલો વાંચતી વખતે કુમાર સાહેબ ને દીવાન આવી પહોચ્યાં.

ફેંસલો વંચાયોઃ—

"××× પડેલા પુરાવામાં કયાંય આધાર નથી. સિવાય કે એક પોસ્ટની રસીદનો, જેમાં શાસ્ત્રી ચીમનલાલનું નામ છે; ને તે પણ શંકાભર્યો છે. સાક્ષી પોસ્ટ માસ્તર છે નહિ ને એ સંજોગોમાં આરોપીને કદાચ શકનો લાભ આપી શકાય...

પણ કોરટને અંગત ખબર છે કે જ્યારે આરોપી સ્કુલ માસ્તર હતો ત્યારે પણ તેની વર્તણુક સારી ન્હોતી અને હંમેશ શંકાભરી જણાઇ છે...

આ તરફ જોતાં આરોપીએ જરૂર ગુન્હો કર્યો છે એમ માનવું એ વધારા પડતું હોય તોય ગેરઇનસાફ તો નથીજ....

આરોપીને હું સાત વરસ સખ્ત કેદની સજા કરૂં છું..."

શાસ્ત્રીની વૃધ્ધ મા ભર કોર્ટમાં મુરછા ખાઇ પડી. પ્રજા રોતી હતી, કુમારના મોઢા પર ગ્લાની છવાઇ રહી.

"મણીભાઇ પેલી રસીદ કામ ન આવી?"

"જી હજુર, મેં પાકી તપાસ કરી. એ તો ભગુભાઇના ભાણેજના દેશમાં લગ્ન હતા તે એમણે પોતાનો દાગીનો ત્યાં લગ્ન ૧ઃ કામ આવે માટે મોકલેલો...."

"પણ એ રસીદ તો હમણાં કોરટમાં આવીને નામ તો શાસ્રીનું નીકળ્યું!"

"નામદાર એ રસીદ ક્યાં? એ તો વળી બીજી નીકળી! ભગુભાઇવાળી રસીદ તો જુદી. એમાં તપાસ કરતાં મને છ કલાક લાગ્યા..."

કુમાર (કંટાળીને) "એ....મને તો કંટાળો આવે છે. બધું જણારૂં ભેદ ભર્યું છે....તમે તપાસ કરી હુશે તો બસ છે..."

કુમાર, મણીભાઇ, ભગુભાઇ ને સરન્યાયધીશ મોટરમાં બેસી, 'અમ્બુજ કલબ'માં ફુટબોલ રમવા ચાલ્યા. એક યુરોપીયન કંપનીની જાહેર ખબર હતી, "અમારી ફુટબોલ 'ગાયના' ચામડાંની ઉત્તમમાં ઉત્તમ છે!"

ફુટેલા કીસ્મતો પણ હંમેશ ફુટબોલ રમે છે ને તે જ્યારે રમે છે ત્યારે તેની બોલ શાસ્રીઓજ બને છે. એની એકજ લાતે શાસ્રી ચીમનલાલ સાત વર્ષની જેલમાં ફેંકાયો.

ગાય અને બ્રાહ્મણોના ચાસડાનાં કયા દેશી રાજ્યોમાં આજે આ હાલ નહી હોય?

× × × ×

ગ્રાંટરોડ પર પેસેંજરમાંથી એક કંગાળ માણસ વગર ટીકીટે મુસાફરી કરતો પકડાયો. એની પાસે એક ધોતીયું ને એક પેરણ સિવાય કંઇજ ન્હોતું. દાઢી ખુબ વધેલી, પણ તે સન્યાસી ન્હોતા. આખા સ્ટેશન સ્ટાફે એના પર ગાળોનો વરસાદ વરસાવી ગેટ પાસે સાંજ સુધી બેસી રહેવાની શિક્ષા કરી.

એક ગ્રહસ્થને દયા આવી. તેણે પાલઘરથી મુંબઇ સુધીના પૈસા ચુકવી તેને છોડાવ્યો ને આઘે જઇ પુછયું:

"ક્યાંથી આવો છો?"

"કુટ....અસ્બુજથી"

"કેવા છો?"

"બ્રાહ્મણ, ના, ના. એક કંગાલ માણસ."

"તમારૂં નામ?"

"શાસ્ત્રી ચીમનલાલ."

ગ્રહસ્થની આંખમાં તેજ ચમકયું.

"ચાલો તમે ભુખ્યા હશો, કંઇક હોટલમાં ખવડાવું."

"મારી પાસે બ્રહ્મના આશીર્વાદ વગર બીજું કંઇજ નથી."

"ઘણું છે—તમે ચાલો."

ચીમનલાલને ૭૨ કલાકની અગીઆરસ હતી. થોડો આહાર કરી તે ગ્રહસ્થ સાથે તેમને ઘેર આવ્યા. એ ગ્રહસ્થનું ઘર એટલે સો ચોરસ ફુટની હનુમાન ગલીમાંની એક ઓરડી.

કપડાં ઉતર્યાં પછી તે ગ્રહસ્થ ચીમનલાલનો હાથ પકડી ગળે બાઝી પડયા ને ડુસકા ભર્યાં, આંસુથી રોવા મંડયા....

"બાપાજી....આ શું તમારા હાલ ?"

"કોણુ પ્રાણુ ?"

"હા બાપુ."

શાસ્ત્રીના આશ્ચર્યનો પાર ન્હોતો.

"બેટા....કુટની જેલમાંથી હું ત્રણ દિવસથી છુટયો છું....મારી મા ન્હોતી....તું અહિં....સરનામું મેળવી અહિં આવવા નીકળ્યો....પણ ટીકીટ કે ભાથા માટે એક કોડી ન્હોતી....પણ મારો ઇશ્વર હતો ને તનેજ મોકલી આપ્યો....હવે કીસ્મતની જેલમાંથી રામ છોડે ત્યારે...."

"બાપુ, દાદીમા માથું પટકીને મરી ગયાં પણ કરમચંડાળ અમ્બુજના કર્મચારીઓએ અમને ન આવવા દીધા....દાદી મા આખર ગત થયાં....કપટી ભગુભાઇ આજે દિવાન છે....એક બાઇપરના બળાત્કારના કેસમાં મેં દીવાનની મરજી વીરૂદ્ધ પણ સાચી જુબાની આપી ને પરીણામે મારે અમ્બુજથી રાત લઇને ભાગવું પડયું....અહીં આવ્યો....મારા સેંકડો કાગળોમાંથી એકેય તમને નથી પહોંચાડવામાં આવ્યા તે હું જાણું છું....હાલ હું ૯૦ રૂપીએ નોકરી કરૂં છુ...પણ અમ્બુજ ? પુળો મુકો એ જન્મભુમીમાં....

પ્રાણુલાલનું લોહી ઉકળી ઉકળી લાગણીશૂન્ય, રંગશૂન્ય પાણી થઇ ગયેલું.

"હું...હું પ્રાણ...જન્મભુમીને ગાળ દે...એ વાંક છે પરદેશીઓનો ને તેમાં પણ તેમની રાજ ખટપટનો.

× × × ×

એ રાજ ખટપટને ઉઘાડી પાડવા અને પોતાની નિર્દોષતા સાબીત કરવા ચીમનલાલ શાસ્ત્રીએ હવે કમર કસી અને મુંબઇથી 'ફુટ જાગૃતિ' નામનું પત્ર કાઢવું શરૂ કર્યું. સૌથી પહેલા જ અંકમાં તેમણે ભગુભાઇએ અમદાવાદ દાગીનાનું પારસલ કરેલું અને તે ગેરવલ્લે ગયેલું જેની પોસ્ટ ઓફીસ તરફથી જાહેર વેચાણની જાહેર ખબર બ્હાર પડેલી, તેની વર્તમાનપત્રની કાપલી તેમણે છાપી, અને જગતને સાબીત કરી આપ્યું કે ચોરીના ધન ભગુભાઇને તો પચ્યા નથીજ. તેને બદલે એક નિર્દોષ બ્રાહ્મણને જેલ જાત્રા ખમવી પડી.

અમ્બુજમાં અને દેશી રાજ્યોની દુનીઆમાં આ જાહેર ખબરે ખળભળાટ ફેલાવ્યો. દીવાન ભગુભાઇની મુત્સદ્દીગીરી થોડું હસી. તેમણે તરતજ એક કાગળ તેના તંત્રીને લખી વાળ્યોઃ

"તમે અહીં આવો. મહારાજા સાહેબ તમારી નિર્દોષતાની કદર કરવા માગે છે."

પ્રાણુલાલ ના કહેતો રહ્યો ને શાસ્ત્રીજી મહારાજા સાહેબની માફી જાતો જાત લેવા ગયા.

અમ્બુજમાં ચીમનલાલ શાસ્ત્રીપર શાળાની ફીના રૂપીઆ અનેક વર્ષ પહેલાં ચોરવાના આરોપસર કેસ ચાલતો હતો તેનું છેવટ આવી ગયું. તેમને જન્મ ટીપ મળી હતી. મહારાજા કંઇજ જાણતા ન્હોતા.

ભગુભાઇ હસતા હતા. પ્રાણુ રડતો હતો. એ રાજ ખટપટ!

# ગરીબ ગ્રેજ્યુએટ.

( એક વૈષ્ણવ બ્રાહ્મણની સાચી બનેલી કર્મકથા. )

લક્ષ્મીશંકર વૈષ્ણવ હતો છતાં પૈસે ટકે ગરીબ હતો, તેનું એક કારણ હતું. તેના સગાઓ નજીકના તેમજ આઘેના સૌ મોટા મોટા હોદ્દા ભોગવતા હતા?

તેના કાકા ધારાસભાના સભ્ય હતા. પણ જાહેરમાં તેના કાકા કહેવડાવવા તૈયાર ન્હોતા, ખાનગી ભત્રીજાને નોકરી મળતી હોય તો ઓળખાણ આપવા તૈયાર ન્હોતા. તે ઓફીસે આવે તેમાંય રાજી ન્હોતા. ખુબી તો એ છે કે આ કાકાએજ લખુને પાળી પોષી મોટો કરેલો!

તેના એક મામા હતા. સ્કુલ જાણે તેમને લીધેજ ચાલતી હતી એમ કહીએ તો ચાલે, નાનપણમાં તેમને ભાણેજ વગર એક ઘડી પણ ન્હોતું ચાલતું એમ કહીએ તો ચાલે. એજ મામાને ત્યાં લક્ષ્મીશંકર આજ એક ઘડી પણ આવી આંગણે ઉભો રહે એ ન્હોતું પરવડતું !

લક્ષ્મીશંકરની આસપાસ કરોળીયાની માફક શ્રીમંતો ને અમલદારો પથરાયલા હતા. પણ તેમણે સગાં સંબંધીઓને પૈસા આપવા સોગન ખાધેલા—અલબત્ત સોળ દહાડા પછી અમુક દિવસે જરા તેમની અમુક તકલીફ વીતી જાય પછી તેઓ આપવા તૈયાર હતા ! એટલે કે તેમને સોગનનો ગ્રહ અમુક દિવસ પછી નડે તેમ નહોતો !

લક્ષ્મીશંકરે પણ રામ જાણે તે કારણોએ હંમેશ ગરીબ રહેવાનાજ સોગન ખાધેલા ! અલબત્ત એનું કિસ્મત એના કપાળ સામી પીસ્તોલ ધરીને એ સોગંદનામા પર સહી કરાવતું હશે એ બનવા જોગ છે !

× × × ×

કાકાને ત્યાં ઉછરી એણે "બી. એ." સુધી અભ્યાસ કરેલો કાકાની કેટલી બધી મહેરબાની ? ગાંધીજીની ચળવળના પુરમાં ભત્રીજો પણ તણાયો—કાકાના હાથમાંથી લપસ્યો. કેળવણીને એણે આમ છેલ્લી સલામ કરેલી.

ખાદીના પોષાકમાં કાકાની ઓફીસે તે ગાદીનું કામ કરતો. એક વારની ચાલાકીથી કાકાને ૯—૧૦ હજારનો તડાકો

પડયો હતો. આ ચાલાકી શીખવનાર અને તેના ફળ સ્વીકારનાર કાકાશ્રી હતા એટલે તેમણે ચાલાકીની કદર કરી તેને સોલાપુરની શાખા સંભાળવા મેનેજર બનાવી મોકલ્યો.

એક દહાડો એ શાખા તુટી. એજ કાકાની એ શાખા ઓફીસને થડ જેવી ગબ્બર બનાવવા માટે ચાલાકી કરવા જતાં શાખાપરજ ઘા પડયો અને ટોલ્લો જેમ દમયંતીનો હાર ગળી ગયો તેમ શાખાએ સરપ બની ડંશ દીધો.

લક્ષ્મીશંકર આમ કાકાના ખોળામાંથી હુંસેશને માટે પડયો. પડેજને ? કુદકો મારવા કોણે કહેલું ?

એ અજાણ્યે થયેલા પાપનું એણે નાગપુર ઝ્વજના રાષ્ટ્ર સંગ્રામના એ માસ ગાળી પ્રાયશ્ચિત કરી દીધું. દુનીઆ કહે છે તે મુરખો હતોઃ તેણે બીજા પાપથીજ પહેલા પાપને ધોવું હતું !

વળી મુંબઇનું સ્ટેશન આવ્યું. તેના કીસ્મતની ટ્રેન તેને હિંદુસ્તાનના છેડા બતાવી પાછી, ટર્મીનસ પર લઇ આવી !

કાકાની ઓફીસે "અંદર દાખલ થવાની મનાઇ છે" એ પાટીયું કાળા અક્ષરે પણ લખ્યું લાગેલું !

બીજા એક સગાંની તેણે બાંહ્ય પકડી તેને તાર્યો પણ પોતે ડુબ્યો. સગો કિનારે ઉભો રહી હસતો હતો !

મહિનાના મહિના એણે પાણીના સંકટો વેઠી દુનિઆના ત્યાગ વેઠયા વળી ભરતી આવી અને પાછો તે મુંબઇના કિનારે

ફેંકાયો. એક દિવસ એનું બેહોસ શરીર ચોપાટીની રેતીમાં પડયું હતું. એક અજાણ્યાએ આશરો દીધો.

× × × ×

અજાણ્યો હવે મિત્ર થયો હતો પણ દુઃખની માલીકીમાં લક્ષ્મીશંકરથી વધારે ગબ્બર હતો. રોટલામાં અડધો તેને કાઢી આપી નીભાવ્યે રાખ્યો અને એમને એમ બટકાંની વહેંચણીમાં ત્રણ માસ વીત્યા.

ત્રણ માસ! ભુખના દુઃખ, એક પુટેલી કોડી વગર, કદી-કદી રસ્તાના પત્થરની પથારી પર ત્રણ માસ એટલે શું?

"હું હાર્યો છું. મને જવા દે જમીયત."

લક્ષ્મીશંકરનાં આંસું આ કથા કહી રહ્યાં હતાં.

"ક્યાં જવું છે?"

"હું હતો ત્યાં. સો જાય છે ત્યાં.

"ગાંડો છે. એમ કંઇ જવાય છે? જવા દેવાય છે? એ તો કહેવાય ને વાતો થાય."

"પણ હું તને અડધો ભુખ્યો ક્યાં સુધી રાખીશ?"

"પણ તું ક્યાં રાખે છે? હું મારી મેળે રહું છું તેમાં તારૂં શું જાય છે?"

"મને એ નથી રૂચતું. હવે હું હાર્યો છું."

"હજી ઘણી વાર છે. મુંબઇ જેવું શહેર છે. હજી કોઇક દિવસ તને નોકરી ચાકરી મળી રહેશે. તું એક વાર લાઇન પર ચઢ, પછી છુટો છે."

"યુગના યુગ પસાર થયા છતાં હજી તું એ નોકરીની આશાની મધલાળને વળગી રહ્યો છે?"

"તે નહિ મળે તો કંઇક ધંધો કરશું."

"શું ધંધો? ટ્રામ ભાડું નથી, અરે બબલી માટે દુધ લાવવા બે પૈસા નથી ત્યાં ધંધાનો વિચાર સરખોયે શેનો આવે છે?"

"રામ જેવો ધણી છે. જે થાય તે થવા દે પણ તને એટલો સસ્તો આપઘાત તો નહિજ કરવા દઉં. મારી નજર પાસે તો નહિજ."

આ ચર્ચા છેલ્લા દિવસમાં અનેકવાર ચાલતી. આ કોઇ નાટકનો સીન ન્હોતો. પણ મુંબઇના એક લત્તામાં એક જેલખાના જેવી ઓરડીમાં થતો વાર્તાલાપ હતો.

× × × ×

ગમે તેવા ગરીબ તોય એ દુઃખસાગરમાં હાસ્યરસ એ બન્ને મિત્રની દીવાદાંડી હતી. બન્ને વિનોદી હતા. વિનોદ પર નભતા, વિનોદ પર દિવસ પસાર કરતાં અને વિનોદથીજ જીવતા. ગરીબ લખુએ એક વાર વિનોદ આચરવો ધાર્યો. તે દિવસ અધિક ચૈતરની વદ ચઉદસ હતી. બીજે દિવસ અમાસ હતી! લખુ બ્રાહ્મણ હતો અને તેણે પોતાના બ્રાહ્મણત્વને અમાસના મોકા પર વ્હારે ધાવા બોલાવવાનો નિશ્ચય કર્યો હતો.

એની મૂર્ખતાપર જમીયતનું હસવું માતું ન્હોતું. પહેલાં તો જમીયત, તે મશ્કરી કરતો હતો એમ ધારી રહ્યો

હતો પણ રાતે એણે માગી આણેલ સુખડ ને માગી આણેલા ઓરસીયા પર એને જોર દઇ ઘસતો જોઇ સાચું માન્યું.

ખરેખર! લક્ષ્મીશંકરે અમાસને દહાડે ચોપાટીપર ફાળીયું પાથરી બેસવાનો નિશ્ચય કર્યો હતો!

રાતના ત્રણ વાગ્યા સુધી તેણે ચંદન ઘસી ઘસીને એક વાડકો ભરી તૈયાર કર્યું. પાડોશીને ત્યાંથી કંકુ માંગી બીજો વાડકો તૈયાર કર્યો. જમીયત હસતો હસતો જોતો રહ્યો, અને બોલ્યો:-

"અલ્યા ન્હાવા જાય છે કે 'દયા પ્રભુની" કરવા? સાચું બોલજે?"

"કંઇ કહેવા નથી માંગતો, બે આના ટ્રામના લાવ."

એનું દીલ વધારે ન દુઃખવવા જમીયતે નક્કી કર્યું. બીજું કંઇક ન પુછ્યું. ખીસામાંથી છેલ્લા બે આના કાઢી આપતાં એટલું કહ્યું:

"તું જાણે લખુ, નાની ઉમરના પણ તેં લોટ માંગેલો. તું બ્રાહ્મણ છે, તને નવાઈ નથી, અધર્મ નથી, પણ મને નથી ગમતું. હૂં તો તને ટ્રામભાડું આપી ફરજ મુક્ત થાઉં છું."

જમીયતે બે આના આપ્યા. લખુએ બે વાડકા અને એક ફાળીયું બગલમાં મારી ચોપાટીનો રસ્તો લીધો

ફાળીયું પાથરવા?

× × × ×

લખુ બપોરે આવ્યો. તેના પરાક્રમનું પરિણામ તેનાજ શબ્દોમાં:—

"અરે શું યાર, કિનારે ચંદન ને કંકુના વાડકા મુકી ન્હાવા પડયો ને બ્હાર આવીને જોઉં છું. તો બધું ગેબ."

જમીયતને એક બાજુ હસવું આવતું હતું અને બીજી બાજુ તેના પુટેલા કિસ્મત પર દુઃખ થતું હતું: "હાં પછી?"

"તપાસ કરતાં આઠ વાગી ગયેલા છતાં એક બીજા ભુદેવની પડખે પહેરેલા ધોતીયાની પાટલી પાથરી બેઠો. પણ મોડું થવાથી ૨૧ પઇ આવી છે. જો આ રહી."

ભાવિક વૈષ્ણવોના ધર્મદાનનું માપ દહાડે દહાડે નાનું થઇ હવે એક એક પાઇ પર આવી પડયું છે એ વાત આ લખુના કીસ્મતે સાબીત કરી આપી.

## પ્રકરણ ૧.



## ખોવાયેલો જોડા.

રવિન્દ્ર બાબુની પ્રભા અલ્લાહબાદની સરકારી કોલેજમાં પ્રિવિયસમાં ભણતી હતી, સર્વ શિક્ષકો પ્રભાને પૂર્ણ પ્રેમથી ચાહતા અને પોતાના ક્લાસના વિદ્યાર્થીઓને પ્રભા જેવા સદ્‌ગુણી થવાનું શીખવી દાખલો આપતા. વિદ્યાર્થીઓને શિખામણ અને દાખલો આપવાનું કંઇ કારણ? વિદ્યાર્થીઓ તોફાન મસ્તી કરવામાં વધારે તત્પર હોય છે. એમનાં અભ્યાસમય જીવનમાં જો અભ્યાસ વધારનારી કોઇ પણ ચોપડી હોય તો તે તોફાન મસ્તીની હોય છે. નિશાળેથી નીકળી કોઇ પણ વિદ્યાર્થી પાંસરો ઘેર જતો નથી. જે જે પાંસરો ઘેર જાય છે તે માટે ભાગે ભવિષ્યનો વેપારી કે ફિલોસોફર હોય છે.

આજે સાંજે પ્રોફેસર મધુમોહનનું "વિદ્યાર્થી જીવન" પર કોલેજના મ્હોટા હોલમાં ભાષણ હતું. સર્વે વિદ્યાર્થીઓ, ખાસ કરીને ઉંચ વર્ગના, ભાષણ સાંભળવા આવી બેઠા હતા. વિદ્યાર્થીઓ ભાષણ તો કેવા એક ચિત્તથી સાંભળે છે તે તો હરકોઇ વાંચક જે જરા પણ વિદ્યાર્થી બન્યો હશે તે સારી રીતે જાણતો હશે.

સૌથી આગલી હરોલમાં પ્રભા એક ચિત્તે કંઇ કંઇ તર્ક વિતર્ક કરતી ગાલે વામહસ્ત ટેકવી વિચારલીન બેઠી હતી. તેની પાછળની હરોલમાં બે વિદ્યાર્થીઓ બેઠા હતા. કુસુમ અને કિશોર એટલે જીવજાન દોસ્તીનો નમુનો. ખાવે પીવે, હરવે ફરવે બન્નેને એકમેક વગર ચાલે નહિં. ટુંકામાં કહીએ તો પતિ પત્ની ન્હોતા છતાં બન્નેના આત્મા એક હતા.

ભાષણકર્તા આવ્યા. બધા ચુપચુપ પોતાને સ્થાને બેસી ગયા. ભાષણકર્તા ઊભા થયા. ખોંખારો ખાધો અને બોલવાની શરૂઆત કરી. પણ પ્રથમ ગ્રાસે મક્ષિકા આવી. તેમનું ભાષણ તો આખુંયે તૈયાર હતું. પણ શરૂઆત કેમ કરવી એનો વિચાર કરતાંજ ભુલી ગયા હતા. "બાનુઓ અને ગૃહસ્થો" કહેવું કે "મહેરબાન છોકરાઓ અને છોકરીઓ" કહેવું: કે ટુંકમાં શું કહી સંબોધવા એ યાદજ ન્હોતું આવતું. પણ જ્યારે ઊભા થયા ત્યારે બોલ્યા વગર મુંઝાયાજ કરે તો એડિસનની માફક જરૂર લાજ જાય. હવે? પલભર કલ્પનાના ઊંડાસાં ઊંડા પ્રદેશમાં બુદ્ધિને ડુબકી મરાવી આખરે તેમણે શોધી કાઢ્યું અને ઊભરાઇ જતા વાત્સલ્ય ભાવે શરૂ કર્યું, "વ્હાલાં બેટાઓ અને બેટીઓ...."

થોડી વાર પહેલાં ગભરાએલું અને દીન બનેલું મ્હોં એચિંતુ વાત્સલ્યથી હસી ઉઠયું અને આ ગર્જના થઇ તેથી છોકરાઓને જે આનન્દ થયો તે તેમણે અસભ્ય રીતે જાહેર કર્યો અને મોટેથી હસી દીધું. પરિણામે આખો હોલ હાસ્યના ગડગડાટથી ગાજી ઉઠયો.

પ્રભાએ સત્તા ભરેલી આંખોએ પાછળ જોયું અને જરા ભાર દઇને કહ્યું, "કૃપા કરીને થોડા સમય શાંતિ રાખશો ?"

કિશોર અને કુસુમ તો જોઇજ રહ્યા. બબડયા "ઓતારી !" એમને આ ગર્વ સાલ્યો. તેમના તોફાન અને મસ્તીએ વેરની કે આનંદની દૃષ્ટિએ આ પ્રસંગનો જુદો ઉપયોગ કર્યો.

ઉપયોગ કરવાનો સમય આવી લાગ્યો. પ્રોફેસર સાહેબના ગોમુખમાંથી વહેતી ભાષણગંગા ખળખળાટ વહેતી જતી હતી "સૌ વિદ્યાર્થીઓએ પરસ્પર દયા, માયા આદિ લાગણીથી વર્તવું જોઇએ, કારણ કે **યત્ર નાર્યસ્તુ પુજ્યન્તે રમન્તે તંત્ર દેવતા.** એમ કરે તોજ તેની વિદ્યા સફળ છે."

પ્રભા એક સન્માનને યોગ્ય શક્તિની છટાથી પોતાની લાંબી આંખો વિકસાવી સાંભળી રહી હતી. વિદ્યા સફળ કરી નાખવાની ઇચ્છાથી કે સન્માનની ઉત્કટ ભાવનાથી પ્રેરાઇને કે શા ઉદ્દેશથી બન્ને મિત્રો નીચા નમ્યા, હાથ ફેરવ્યો અને ઉંચા થયા. ભાષણની અસરથી કે કેમ તેમની આંખોમાં આનંદ

પ્રકરણ ૧:

તોફાન ઝળકી રહ્યા. પરસ્પર જોઇને કંઇ આછું સ્મિત કર્યું અને મુંગી મુંગી ટગર ટગર જોતી આંખોથી કંઇક વાતો કરી નાંખી, જરા તાળીયે દીધી.

ભાષણ પુરૂં થયું. વિદ્યાર્થીઓ ઉભા થયા. બારણાં બહાર જલદી જલદી નીકળવા ધક્કામુક્કી કરવા લાગ્યા. પણ પ્રભા ત્યાંજ ઉભી. એ કંઇ નીચી વળી શોધી રહી હતી. હા! તેનું કંઇક ખોવાયું હતું! ફાંફાં મારે! વળતું નહોતું ભાષણ સંભાળતી વખતે ઉતારેલા જોડામાંથી એક ગેબ થઇ ગયો હતો!"

પ્રભા અકળાણી, 'એજ નફફટો'! તે બબડી. તેને કિશોર અને કુસુમ પર રીસ ચડી. તેનું ગોરૂં મ્હોં લાલ થઇ ગયું. રીસ જવાળા વડે નહિ પણ ઉન્હાં આંસુ દ્વારા બહાર ટપકી.

આ ઉન્હાં આંસુ કિશોરના હૃદય પર પડયાં અને તેનું પલળ્યું, દાઝયું. ખુણામાં સંતાડેલો જોડો આણી આપી તેણે પ્રભાની હૃદયપૂર્વક માફી માંગી.

"એક સ્ત્રી અને તેમાંયે વિદ્યાર્થીનિને આમ સતાવવી એ એક પુરૂષ અને તેમાંયે વિદ્યાર્થી માટે શરમ ભરેલું છે"! પ્રભા એટલુંજ બોલી શકી.

કુતુહલ, ક્ષોભ, દીનતા અને પશ્ચાતાપના એક પછી એક ભાવો અનુભવેલાં કિશોર અને કુસુમના હૃદયોનાં મર્મભાગમાં શબ્દો પહોંચ્યા—તેમને વીંધી રહ્યા. પશ્ચાતાપને જાહેર કરી કિશોર તો કૃતકૃત્ય થઇ ગયો હતો પણ કુસુમનું

મ્હોં પડી ગયું. નારી હૃદયને તો શું પણ કોઇ પણ માનવ હૃદયને કદીએ ન દુભવવાનો બન્નેયે મનોમન સંકલ્પ કર્યો. આજે એમનાં જીવનમાં અજબ ફેરફાર કરાવનાર પ્રભા હતી. જગતના ઇતિહાસમાં કયા ફેરફાર સ્ત્રીને લીધે નથી થયા?

અને બીજો ફેરફાર થયો. કિશોર અને કુસુમ બન્ને સાથે જ આજથી પ્રભાને–મધુરી પ્રભાને ચાહતાં શીખ્યાં. પણ એમાં થોડુંક અંતર પડી ગયું. એ પ્રેમની નિશાળમાં દાખલ તો બન્ને સાથેજ થયા પણ કિશોર પ્રિયશિષ્ય થઇ પડયો.

પ્રભાનું પડેલું મ્હોં હસતું થયું હતું. એણે એક મીઠી નજર કિશોર પર નાંખી. એ નજરમાં કંઇ કંઈ હતું અને ઘણું ઘણું હતું. ઉદાર ક્ષમાયે હતી અને મૃદુ ઠપકોએ હતો, ઉંડો આભારે હતો અને મીઠી શિખામણે હતી, અને ઊંડે ઊંડે એક અભિલાષાયે દેખાતી હતી–એ નિર્મળ હૃદયનો સહકાર શોધવાની, જીવનમાં એના સાથી બની રહેવાની. કિશોર આ બધું સમજ્યો પોતાને ભાગ્યવાન માનવા લાગ્યો. કુસુમે આ બધું જોયું અને પોતાને ભાગ્યહીન માનવા લાગ્યો. તેનું હૃદય નીચે બેસવા લાગ્યું.

બે પળ સ્વર્ગના દ્વાર બંધ થઇ ગયાં. હૃદય પ્રદેશમાંથી નીચે ઉતર્યા. આંખો ઉઘાડી. ત્રણ જણાએ મુગાં મુગાં નિશાળ છોડી. કુસુમ જ્યારે જુદો પડયો ત્યારે તેના હાથમાં હૃદયના ટુકડા હતા.

× × × ×

# પ્રકરણ ૨ જું.





## ખોવાયલી પ્રભા.

૭ વર્ષ વીતી ગયા. આ ત્રણે વિદ્યાર્થીઓનાં જીવનો પણ પોતપોતાના માર્ગમાં આગળ વધ્યા હતાં. ત્રણેએ બી. એ. પાસ કરી હતી. કુસુમ એક બેંકમાં સેક્રેટરી હતો, કિશોર સોલીસીટરને ત્યાં આર્ટીકલ કલાર્ક.

અને પ્રીતિ નામના પુષ્પનું જે સુંદર બીજ તે દિવસે વવાયું હતું તે પણ દિવસો દિવસ વૃદ્ધિ પામ્યું હતું. શેલી કીટસ, કાલિદાસ અને ભવભૂતિ, પ્રેમાનંદ અને કલાપીના રસથી સિંચાતાં, સ્વતંત્ર નિર્મળ પવનથી પોષાતાં એ બીજને કોઇ અણધારી સુંદર પળે ખાનદાનીનાં ક્યારામાં ફણગો ફુટ્યો હતો. એટલું જ નહિ પણ હવે તો એને ફુલો આવી ગયાં હતાં.

માત્ર એનાં પુંકેસર અને સ્ત્રીકેસરનો સામાજીક સંયોગ બાકી હતો. કોઇ વખતે સંધ્યાએ આકાશમાં રાતાં વાદળાંઓ આખા જગતને પ્રભુના મહિમાથી રંગી નાખતાં ત્યારે આ બે હૃદયો નદીને કિનારે બેસી મધુર કલ્લોલ કરતાં. થોડા દિવસમાં તો ધર્મગ્રંથિયે એક બનવાનાં હતાં. આ મધુર આશાને ક્ષિતિજમાં તરતી જોતાં બન્ને રવિન્દ્ર બાબુ એ શુભ સંયોગ કયારે લાવે તે માટે અધીરા બનતાં.

આજે યે એ એમને એમ બેઠાં હતાં. આકાશમાંથી દૃષ્ટિ નીચે ઉતારી પ્રભાએ નદીમાં જોયું. પાણીમાંયે મધુર સંધ્યા ખીલી રહી હતી. ત્યાં પણ એ આશા તરતી હતી. પ્રભા ઉમળકાથી બોલી, “ જોની કિશોર, આપણી આશા હવે આ નજદીક આવી! જો આ હું પકડી લઉં.”

પણ પકડવાનો ચાળો કરવા જતાં પગ લપસ્યો. કાંઠા પર કિશોરને ભેટતી પ્રભા પાણીને ભેટવા નીચે પડી તે ગઇ.

એક બીજો ધબકારો થયો. બીજું એક માણસ પડયું. દિગ્મૂઢ કિશોર જોઇજ રહ્યો. તેની બેબાકળી આંખો પહોળી બનીને પાણીના પટ પર ચોંટી જ રહી. ત્યાં કંઇ ન્હોતું માત્ર પાણીનું એક કુંડાળું ફરી વળ્યું હતું.

કિશોરને હાય લાગી....તે દિવસે ખોવાયલો જોડો શોધી આપવાથી જડેલી પ્રભા આજે ખોવાતી તો ન્હોતી? એ પાછળથી ધ્રુસકો મારનાર કુસુમ હતો.

પ્રકરણ ૨ જું:

તે દિવસે નિશાળેથી કુસુમ ઘેર પાછો ફર્યો ત્યારે તેના હાથમાં હૃદયના ટુકડા હતા. આશાને ચીથરે બાંધી તેણે એ ઉંચા મૂકયા. હૃદયનું સ્થાન આપ્યું સંયમને.

....અને તે દિવસે પ્રભા. બી. એ. મા પાસ થઇ ત્યારે હસતાં મ્હોંયે મુબારકબાદી આપી. પણ ઘેર ગયો ત્યાં સુધી આંખને ભીની થવા ન દીધી.

આખરે સમય આવ્યો. વિધિયે પ્રભાને નદીમાં ફેંકી કુસુમે જોયું, પડયો.

એ પળ. એ શરીર પાણી પર તરતાં હતા-એક થાકેલું અને મૂર્છિત. લાંબો કેશકલાપ જાણે જળનાગ હોય તેવો લાગતો હતો. એક પ્રચંડ ભુજદંડ પર એ ટકી રહ્યુ હતું. બીજું આનંદથી ઉભરાતું. કુસુમે પ્રભાને કાંઠા ઉપર આણી. કિશોરે અને એણે એને પુનર્જીવન આપ્યું. કુસુમનો આત્મા આનંદમાં રાચી રહ્યો. આંખો ઉપકારથી બીડાઇ ગઇ.

પ્રભાને નવું જીવન મળ્યું એ નવુંજ જીવન હતું.

## પ્રકરણ ૩ જું.



### ખોવાયેલો કિશોર.

"મૃદૂનિ કુસુમાદપિ"....પ્રભા ગણગણતી હતી. "કુસુમ, તારૂં નામ કુસુમ અને તારૂં હૃદય કુસુમથીએ મૃદુ. તને ન ચાહનારીને યે તેં ચાહી? ધન્ય છે તને!"

ફરી પ્રભા વિચારને હિંચોળે ચડી, "પ્રભા, તું નગણી થઇશ? કુસુમનો મહાન ઉપકાર ભૂલીશ? ના, ત્યારે ઉપકારનો બદલો? એણે તને હૃદય આપ્યું અને ત્હારૂં માગ્યું યે નહિં. તારે માટે પ્રાણ જોખમમાં નાખ્યો અને ત્હને તારા પ્રાણ આપ્યા! પણ કિશોરને ચાહું છું તે?" પ્રભા ગુંચવાઇ ત્હેની સ્થિતિ ત્રિશંકુ જેવી હતી. કોઇ તોડ ન્હોતો સૂઝતો. "એના શું હાલ? પણ ત્યારે કુસુમ? કોને ભજે, કોને ત્યજે?"

"કિશોરનાં હૃદયની સરળતાયે મ્હને બાંધી છે પણ આનો ઉપકાર?–એ મ્હને જીતી ગયો છે! પ્રભુ મ્હને બળ આપ!" પ્રભાયે ઉંડો નિશ્વાસ મૂકયો.

"પ્રભા! કેમ છે પ્રિયે?" ઉતરેલે ચ્હેરે પ્રભાના પ્રણયપાત્ર કિશોરે આવતાં કહ્યું.

"કિશોર, મ્હને હવેથી પ્રિય ન કહો તો?" કિશોરની બીક સાચી પડી. તેની આશાયે દેહ છોડયો. આંખનું તેજ એની સાથે વિલીન થવા લાગ્યું.

"હેં? તું....પ્રભા....આમ બોલીશ?" ધ્રણકતે હૃદયે કિશોરે પૂછ્યું. પ્રભાની ક્રૂરતાયે તેનાં હૃદયને આઘાત કર્યો. પણ શું પ્રભા ક્રૂર હતી? ના, તે ચોધાર આંસુએ રડતી હતી.

એ આંસુએ કિશોરને સ્વસ્થ કર્યો.

"પ્રભા, તું કેમ રડે છે?"

"મારા ગત જીવન પર."

"કેમ શું તે મધુરૂ હતું?"

"હા. કિશોરની બાથમાં પ્રભા સુખી હતી."

"અને હવે?"

"હવે?. નવું જીવન, નવો સહવાસ."

"શું આમજ ધાર્યું" કિશોરનું હૃદય રડી રહ્યું. મ્હોં કરમાઇ ગયું.

" હા, કિશોર લાચાર છું. આ પ્રભા કિશોરની નથી. કિશોરની પ્રભા નદીના ઉંડાણુમાં ગઇ તે ત્યાંજ છે. જો કિશોર-નીજ હોત તો નદીમાં કાં જાત ? "

" ત્યારે ! બધું સ્વપ્ન ગણીને ભૂલી જવું ? "

કિશોરનું હૃદય બેસી ગયું. મ્હોં પર ફિક્કું સ્મિત હતું.

" હા, કિશોર, ભુલી જાઓ. જગતનો શિષ્ટાચાર યાદ કરો. સારી સ્થિતિમાં તમને કલ્પો. ઉપકારનો બદલો નિરાશા તો નહિંજ અપાય. વ્હાલા કિશોર હવે આજથી તમે નાહ પણ મારે બીજો વ્હાલો છે– કરવો પડયો છે. હાય ઉપકાર ! વ્હાલા !' ડુસકા વચ્ચે પ્રભાનો અવાજ ડુબી ગયો. છેલ્લી વખત તેના વ્હાલા કિશોરને તેણે કહી હૃદય ખાલી કર્યું....

ભાંગેલે હૃદયે કિશોર પાછો ફર્યો.

નિરાશાના અવતાર સમો કિશોર ધીમે પગલે પ્રભાના ઘરમાંથી નીકળ્યો. પણ કુસુમ આત્મસંતોષથી ઉજવળ મુખે સ્હામેથી આવતો હતો. કિશોરે એને જોયો. નિરાશાને છુપાવી, આછું સ્મિત કર્યું. અને આંખોએથી વંદન કર્યું.

પણ ચકોર કુસુમ પાસે એ છાનું ન રહી શક્યું. ટાળીને ચાલ્યા જવા માંગતા કિશોરને ત્હેણે રોક્યો. " કેમ, કિશોરભાઇ આનંદમાં ! " તેણે સહજ પૂછ્યું.

શોકમગ્ન માણસને ' આનંદમાં ! " પ્રશ્ન ક્રુર મશ્કરી લાગે છે. " હા, ભાઇ, ખુબ ! " તેણે વાત ટાળવા કહ્યુ. " તારોય દિવસ છે, કરી લે મશ્કરી ! " તે મનમાં બબડયો.

"ના, ના, કિશોર દીલગીર કેમ છે? મારા સમ જો ન કહે તો!"

કિશોરે બોલનારની સ્હામે જોયું. ક્યાંયે કટાક્ષની છાપ ન હતી. ઉલટું આંખની કીકીઓમાં એ નિશાળનો સહપાઠી સ્નેહાળ, વિનોદી, સરલ કુસુમ રમી રહ્યો હતો.

નિખાલસતાએ તેને લાચાર કર્યો. હૃદયની યાચનાને હૃદય ના પાડી ન શક્યું. કિશોરની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા.

કુસુમ આ ન જોઇ શક્યો. તેની આંખો ભીની થઇ: "કેમ કિશોર આટલો દિલગીર કેમ?"

"કંઇ ખોવાઇ ગયું છે."

"ત્યારે અત્યારે ક્યાં જાય છે?"

"તે શોધવા."

"ક્યાં?"

"ઉંડાણમાં."

કુસુમ ગુંચવાયો. સાંકળ ગોઠવી. સમજ્યો. મનોમન કંઇ સંકલ્પ કરી નાંખ્યો.

"ભાઇ હું તને શોધવામાં મદદ કરૂં?"

કિશોર આનો અર્થ ન સમજ્યો, "ભલે!" કહી તે છુટો પડ્યો. અત્યારે એકાંત માટે ઝુરતો હતો. ચાલ્યો પોતાનાં ચિરપરિચિત સ્થાન ઝુંસીના ઘાટ પર.

કુસુમ, પ્રભા બેઠી હતી ત્યાં આવ્યો.

"શ્રીમતી, કેમ છે આપને?"

"સારૂં છે કુસુમ!"

"કુસુમ!" ઘણે દિવસે આ પ્રમાણે ટુંકા નામથી પ્રભાને પોતાને બોલવતાં સાંભળી કુસુમને નવાઈ લાગી." હું તમારો ઉપકાર કેમ ભુલીશ?"

"નહિં ભુલોને?"

"ખરેખર!"

"હં....ત્યારે, મેં ઉપકાર કર્યો નહિ?"

"હાસ્તો વળી ના કેમ કહું?"

"શું ઉપકાર, દેવી?"

"નવું જીવન અર્પ્યું તે ઉપકાર."

"ઉપકારનો બદલો આપવોજ જોઇએ એવો જગતનો શિષ્ટાચાર છે ખરૂં ને?"

પ્રભા મોઢે ચઢીને ઉપકારનો બદલો માંગતાં કુસુમ સામુંજ જોઇ રહી. એને અજાયબી લાગી એમાં કંઇક નફ્ટાઈની ગંધ પણ એને જણાઇ પણ એ ઉપકારક હતો. એનો અધિકાર હતો.

"છેસ્તો અને મનેયે કૃતઘ્ન ન ગણશો! કુસુમ તમે મારો પ્રાણ બચાવ્યો છે, નવી જીંદગી આપી છે. ખરૂં જોતાં એ જીવન ઉપર તમારો અધિકાર. હું એ અર્પણ કરવામાં

"કુસુમ, ક્રુર કુસુમ, તું અહિં લાવીને મારૂં શું કરવા માંગે છે?" પ્રભાના હૃદયમાંથી ઉંડો નિશ્વાસ નીકળી ગયો.

અને ત્યાં ઉભો હતો કિશોર. આશા, આનંદ અને આત્માને ગુમાવીને પ્રભાહીન બનેલો. પ્રભા માટે આમ રીબાવું અસહ્ય હતું તેની આંખોમાંથી ધારા વહેવા લાગી.

કુસુમ જાણે કંઇ જાણતો ન હોય તેમ આગળ ચાલ્યો જતો હતો. બન્ને કિશોર પાસે આવી ઉભા. કિશોર અને પ્રભાએ એક બીજા સામું જોયું. આંખો નસાવી સદાને માટે રજા લીધી.

"પ્રભા તું કિશોરને ચાહતી હતી નહિં?"

"હા"...."હવે?" "હવે તમને!"

પ્રભાથી વિશેષ બોલાયું નહિ.

"ઠીક પ્રભા, મારો ઉપકાર યાદ છે?"

"હા."

"બદલો માગું તે આપીશ?"

"આપી તો ચુકી છું...."

"હું ખરૂં! પ્રભા, પ્રભા આમ જો, આ કોણ?" કિશોરને દેખાડતાં કુસુમે કહ્યું.

પ્રભાએ કિશોર સામું જોયું. હવે તેનો આત્મા આ ઝુલમ સામે બળવો કરવા તૈયાર થઇ ગયો. ત્હેણે કિશોર સામે જોયા વગરજ કહ્યું, "કિશોરચન્દ્ર!"

કુસુમને સ્મિત આવ્યું; ફરી ગંભીર બન્યો. "બ્હેન પ્રભા, એ કિશોરચંદ્ર નથી પણ એજ ત્હારો વ્હાલો, ત્હારો પ્રેમી કિશોરજ છે. જે જીવન મને આપવાની તેં ઉદારતા દેખાડી એ હું કિશોરને સોંપું છું. તું મારી બ્હેનજ છે !"

કુસુમે પ્રભાનો હાથ લઇ કિશોરના હાથમાં મૂકયો. બન્ને સ્તબ્ધ બની ગયાં, બન્નેનાં ખોળીયામાં પાછા પ્રાણ આવતાં લાગ્યા. અને જોયું કિશોર સામે !"

બન્નેના હૃદયમાં એકજ ધબકારા થતા હતા, "અહા શી ઉદારતા ! કેટલી મોટાઇ !"

કુસુમે બન્નેને પ્રણામ કર્યા અને ચાલ્યો........એમાંથી કોઈ એને અટકાવી ન શકયું. બન્ને એને દૃષ્ટિ મર્યાદામાંથી વિલીન થતો જોઇ રહ્યાં.

× × × ×

" હેં બા, આ ઠાકોરજી જોડે કોની છબી છે ? બાપાને તું એને રોજ પગે કેમ લાગો છો ?" પૂજા કરતા બાપાની પાસે પ્રસાદની લાલચે ડાહ્યા થઇને બેઠેલા બાળકે ચોખા વીણતી પોતાની માને પૂછયું. માની આંખો ભૂતકાળમાં જોઇ રહી. તેણે ઉભરાતી મીઠાશથી બચ્ચાંને ચુંબન લેતાં કહ્યું "એ તારા કાકા હતા અને હવે આપણા દેવ છે."

---

બન્નેના ઉપલા હોઠ પર મૂછનો દોરો પણ ન્હોતો ફુટ્યો અને ફુટે એવો સંભવ પણ ન્હોતો! આવી કાચી પરિસ્થિતિમાં ત્હેમને લેખ લખવાની લગની લાગી અને 'પોતાનું નામ છાપાઓમાં કેમ પ્રગટ થાય' એની તાલાવેલી લાગી! પહેલાં પહેલાં તો 'વસંત' લખે તે 'હર' વખાણે ને 'હર' લખે તે 'વસંત' વખાણે એમ ચાલતું! બન્નેના વિદ્વતાભર્યા લેખોનો આમ એક એક વાચક નિકળ્યો. એમની ઇચ્છા વધી અને હવે તેમણે "જ્યોત્સના" જેવા હસ્તલિખિત માસિકમાં લેખ લખવા માંડ્યા. એકવાર બન્નેના લેખ એવા હસ્તલિખિત માસિકમાં જોઇને બન્નેના 'ઘર' તરફથી તાકીદ થઇ! "એમાં શું? મોટા મોટા છાપાઓમાં મોટા અક્ષરે તમારા નામ છપાય ત્યારે કીર્તિ મળી કહેવાય. આવું તો નાના છોકરાઓ પણ કરી શકે." 'વસંત' ને 'હર' ખીજવાયા. બીજેજ દિવસે બપોરે તેમણે એક દૈનિકના તંત્રીની મુલાકાત લીધી અને પોતાના લેખો રજુ કરી ઉત્તેજન માટે પ્રાર્થના કરી.

તંત્રી હસી પડ્યો. રમુજી લેખો હતા એ માટે નહિ પરંતુ લેખકો રમુજી સંજોગોમાં આવ્યા હતા એ માટે! તેણે કહ્યું:

"તમને બન્નેને લેખ લખવાને હજી ઘણી વાર છે. છાપામાં મોટે અક્ષરે નામ એટલી સ્હેલાઇથી નથી છપાતાં."

બટેટા ઉપર ચાકુ ચલાવીએ ને જેટલી સ્હેલાઇથી તે કપાય તેટલી સ્હેલાઇથી બન્નેના હૃદય કપાયાં. બન્ને ઘેર આવ્યા. રોયા. રેલના પાણી ઉતરી ગયા પછી નદીના પટ પર જેવી સ્મશાન-શાંતિ તેમના ગાલ પર ફેલાઇ!

# ઐસાંચોના ડખ્ખામાં!

'વસંત' અને 'હરૂ' એ બે વચ્ચે જે સ્નેહભાવ હતો તે બે સગા ભાઇઓ કે બ્હેનો વચ્ચે પણ નહી હોય. છતાં બન્ને તદ્દન જુદીજ નાત જાતના હતા. સ્નેહભાવ થવાનું અને વધવાનું કારણ બન્નેના આંગણાં સામસામા હતાં તે હતું.

બન્નેને સાહિત્યનો શોખ ઘણો પણ બન્નેના ઘરમાં માત્ર "ગુણસુંદરી' માસિકજ આવતું, કારણ કે બન્ને રાજ્યોના બાતતન્ત્રીઓએ ઘરખર્ચના બજેટમાં બાર મહીને માત્ર ચારજ રૂપીયા 'છાપાંઓ પ્રત્યે' શ્રી કૃષ્ણાર્પણ કરવાનું મંજુર કરેલું!

પડવાથી ટ્રામમાં વધુ રમૂજ ફેલાઇ. પરંતુ પારસી બાવાની મદદે કંડકટર આવ્યો ને તેણે ઘંટડીની દોરી પર હાથ રાખી કહ્યું:

"અરે, એ સીટ તો ઓરતો કે લીયે હૈ. વ્હાંસે ઉઠ જાઓ આગર ટ્રામ ખડી કર કે ઉતાર દેગા."

હવે વસંતે મોઢું ખોલ્યું: "અરે પણ ભાઇ, આ ડબ્બો બૈરાં માટે છે. તેની અમે ક્યાં ના પાડીએ છીએ?"

'તબ કાહેકુ ઉધર બેઠતે હો?"

એટલે 'હરૂ' એ ધડાકો કર્યો: "પણ અમે બૈરાંઓ છીએ ને?"

આખી ટ્રામમાં હસાહસીનું વાવાઝોડું ફેલાયું. કંડકટરની મશ્કરી થતી જોઇ તે ખીજાયો ને તેણે ટ્રામ ઉભી રાખી ત્રાડ મારી: "ઉતરતે હૈ કે નહી? અગર પુલીસ કો બુલાવે?"

બન્નેએ સામી ત્રાડ મારી: "જા....જા....બોલાવ તારા પોલીસને, નથી ઉતરતા."

ટ્રામ ઉભી રહી. પોલીસને બોલાવવામાં, તેમના નામ ઠેકાણાં લેવામાં વગેરે કાયદેસર હજામતમાં અડધો કલાક વીત્યો. ભૂલેશ્વરનું આખું બજાર આ રમુજ જોવા આવેલું.

વસંત ને હરૂએ પોતાનો બચાવ કોર્ટમાં રજુ કરવાનું કહી બીજો કંઇ પણ ખુલાસો કરવાની ના પાડી. વરઘોડો ચાલ્યો પોલીસ સ્ટેશને.

સાંજના પેપરોમાં મોટા મોટા અક્ષરે ખબર બ્હાર પડી:

## બૈરાંઓના ડબ્બામાં બેઠેલા બે મૂર્ખાઓ!

એકનું નામ વસંતલાલ અને બીજો હરીલાલ.

બન્ને કહે છે: "અમે બૈરાંઓ છીએ."

કાલબાદેવી પર ટ્રામમાં થયેલું તોફાન;

અંતે વરઘોડો પોલીસ સ્ટેશને.

આવાં મથાળા નીચે આખા બનાવનું રસપૂર્ણ વર્ણન હતું. વસંત ને હરૂ નામ બામ નોંધાવી સાંજે ઘેર આવ્યા, ત્યારે રસ્તામાંથી બધાં છાપાં લેતાં આવ્યા! હવે તેમનો હરખ માતો ન્હોતો! આખી દુનીયા મૂર્ખ બની હતી! છાપાવાળાઓ ને ટ્રામવાળાઓ મૂર્ખા બન્યા હતા અને તેમાં એક છાપાવાળો તો તેમનું નામ મોટા અક્ષરે છાપવા માટે ના પાડી ચૂક્યો હતો.

× × × ×

બીજે દિવસે કોર્ટમાં કેસ ચાલ્યો. જોનારાઓની ગરદી ચીકાર હતી. ફરીયાદી ટ્રામ કુંપનીના વકીલે પોતાનો કેસ રજુ કર્યો. પછી વસંત અને હરૂએ પોતાનો બચાવ રજુ કરતાં સૌથી પહેલી માથા પરથી હેટ કાઢી નાંખી માથા પરનો ચોટલો છૂટો કર્યો! ત્યાં તો વકીલમંડળ, પ્રેક્ષકો, માજીસ્ટ્રેટ વગેરે સર્વે અજબ થયાં. ફરીયાદીના વકીલના ટાંટીયા નરમ પડી ગયાં. કેસનું સ્વરૂપ બદલાઈ ગયું અને બારીસ્ટરો વચ્ચે વસંત હરૂએ બધાને આમ મૂર્ખા બનાવવનાં કાવતરાં વિષે તકરાર ચાલી. વસંત-હરૂના બારીસ્ટરે કાયદાનો પોઈંટ ઉઠાવી બધાની રમુજ વચ્ચે દલીલ કરી:

"આ બાસ્ટીપર સ્ત્રીઓ બેસે. હવે એ સ્ત્રીઓ કોને કહેવી એ સવાલનો પહેલાં નિકાલ થવો જોઇએ. જો સ્ત્રીના કપડાં પહેરેલાં હોય તેનેજ સ્ત્રી તરીકે ટ્રામ કંપની સ્વીકારે તો પછી સંભવ છે કે નાટકના તરગાળાઓ–પુરૂષ એકટરો સ્ત્રીના કપડાં પહેરી ખાનદાન સ્ત્રીઓની પડખે બેસવાનો હક મેળવશે, બહુચરાજી માતાના સેવકો પણ એ ઠેકાણે બેસવાનો હક્ક ભોગવી જશે. જે કોઇ પણ ખાનદાન સ્ત્રીઓના પતિઓ સહન કરી શકશે નહિ. આથી સાબીત થાય છે કે ખરેખરી સ્ત્રીઓ હોય તેને જ સ્ત્રીઓ કહેવી અને બહારના કપડાંને વજન આપી શકાય નહી. દરેક સ્ત્રીને પુરૂષના કપડાં પહેરવાનો હક્ક છે અને તેવો હક્ક ન હોય તો પણ તેમ પહેરીને ફરવાની મનાઇ કરનારો કોઇ પણ કાયદો હસ્તીમાં નથી ત્યાં સુધી તેમના બહારના દેખાવ સામે કોઇથી કાયદેસર વાંધો લઇ શકાય નહિ! આ કેસમાં ટ્રામ કંપનીના નોકરોએ કે પ્રજામાંથી કોઇએ પણ આરોપીઓ પોતાને સ્ત્રીઓ તરીકે ઓળખાવે તો પછી ખરેખર સ્ત્રીઓ છે કે નહિ તેની તપાસ કરવાની તકલીફ લીધી નથી. અને આરોપીની રમુજમાં આબાદ સપડાઇ જઇ પોતાને હાથે મૂર્ખા બન્યા છે!

ડાકટરી તપાસ કરવા જેટલીએ જરૂર ન હતી પરંતુ માત્ર તેમના માથા પરથી કોઇએ હેટ ઉતારીને ખાત્રી કરી હોત તો તેમના માથાનો ચોટલોજ એક મોટો પુરાવો જણાઇ જાત અને એ કેસ કાલબાદેવી પરજ પતી જાત! ને બધાની ભૂલથીજ આ કેસ કોર્ટ સુધી ચઢયો છે અને તેમાં આરોપી-

ઓનો વાંક હોય તેના કરતાં કેસ લઇ આવનારાઓની કાચી તપાસનો વાંક વધારે છે! છેવટમાં મારા કુળો સ્ત્રીઓ હોવાથી તેમને સ્ત્રીઓની સીટ પર બેસવાનો હક્ક છે અને તે હક્ક તેમણે આ કેસમાં પુરૂષનાં કપડાં પહેરીને ભોગવ્યો છે તેમાં કંઇ પણ ગુન્હો કર્યો નથી!"

બધા પેટ પકડીને હસતાં હતાં. કોર્ટે કેસ કાઢી નાંખ્યો. વસંત અને હરૂ બન્ને બ્હેનપણીઓ પોતાના પતિઓ સાથે પેલાં દૈનિકના તંત્રીની ઓફીસે ગઇ અને ત્યાં મોટા અક્ષરે તેમનું નામ છાપવા માટે તેની જડતી લીધી! તંત્રી માથું ખંજવાળતો હતો, અને ગુજરાતણોનું આ સાહસ જોઇ વિચાર કરતો હતો કે બીજા છપાતાં અનેક નામો કરતાં આ નામો પત્રમાં જગ્યા લેવા માટે વધારે લાયક છે!

હવે! વસંત! ને હરૂના ઘણા છાપામાં લેખો આવે છે.

---

# પ્રકરણ ૧ લું.



## પાનની દુકાન

આજના જમાનામાં દોસ્તદારો કોને નથી? દરેક માણસ પોતાની આસપાસ નહિ નહિ તોય ૪૦, ૫૦ જુદી જુદી નાતના, જાતજાતના ચહેરાવાળા ભાત ભાતની આદતોવાળા, અને તરેહ તરેહના ભેજાંવાળાં દોસ્તદારોથી વીંટાયલો હશે. ખાસ કરી મુંબઇ શહેરમાં તો "આઘાં સગાં દોસ્તદારો છે." એમ કહેવાય છે. ને વાત પણ ખરી છે કે તમારાં ઘરથી, તમારા પોતાથી અને તમારા હૃદયથી જ્યારે સગાંઓ આઘા રહેતા હોય છે ત્યારે દોસ્તદારો એવી રીતે એકદમ નજીક આવી છેક તમારા પેટની અંદર પહોંચી ગયલા હોય છે! ફલાણા મીસ્તર ફુલચંદશાહ આવ્યા કે તરત બિચારી બૈરીને ચાહ મુકવાની

તકલીફ અપાય છે ઢીંકણા મીસ્તર ઢોળકાદાસ આવ્યા કે તરત કોટ ચઢાવી ચોપાટી, નાટક સીનેમા, કે જીમખાના જવાની તૈયારી થાય છે. તે રાતના બિચારાં બૈરાં છોકરાંને તેમના કિસ્મત પર સોંપી બાજુના કે સામેના ઘરના માવજીભાઇને ત્યાં બીઝીક કે પાના ચોપાટ વગેરે રમવા કોણ નથી જતું ? અને એ માવજીભાઇને ત્યાં આ બધાં ઠઠ્ઠા મશ્કરી સાથે " બારસા પર એક્કો " નાખતાં જણાય છે ને ચાહના પ્યાલા ચૂસાઇ છે. તે શું તેમનાં છોકરાના લગન બગનની ધમાલ ધારો છો ? ના જી, એ તો બધા દોસ્તદારો સાથે બે ઘડી મોજ કરવાની રોજની ધમાલ છે! પરંતુ એ દોસ્તદારોની તમારી બેન દીકરીઓ કે બૈરીપર, અથવા તમારી ચેકબુકો કે સોનાના દાગીના પર કેવી નજર છે એ તમે તપાસી જોયું છે ?

નાટકમાં જેમ એકજ સીનમાં, જુવાન છોકરો ને જુવાન છોકરી સામસામી બે આંખ મળતાં તરત આત્માના ઉંડા પ્રેમમાં પડી જાય છે, તેમ આજકાલ વાતમાં પ્રસંગ મળતાં નિત્ય નવી દોસ્તી બંધાવાની નવાઇ નથી. ટ્રેનમાં કે ટ્રામમાં, નાટકમાં કે સીનેમામાં, એમ ઠેકાણે ઠેકાણે નવા દોસ્તો કરી શકાય છે. એવું એક બીજું ઠેકાણું તે પાનની દુકાન છે. આપણી વાર્તા પાનની દુકાન પરથીજ શરૂ થાય છે.

મુંબઇગરા જુવાનીઆઓ શનિવારની રાતને ' ગોલ્ડન નાઇટ ' (સોનાની રાત) અને રવિવારના દિવસને ' સીલ્વર ડે ' ( રૂપાનો દિવસ ) કહે છે ! એવા એક શનિવારે સાંજના સાતનો

સુમાર હતો. પીલ હાઉસપર જાણે સ્વર્ગ નાટક જોવા માટે ઉતરી આવ્યું હોય એમ લાગતું હતું. સુરતી હોટલમાંથી જેટલા ઘરાક બ્હાર નીકળતા તેટલાજ બીજા અંદર પેસતા હતા અને અંદર ઉભા રહેવાની જગ્યાના પણ ફાંફા હતા. આ બધા માણસો શું ખરેખર બહુ ભુખ્યા હતા? નહિ રે. યાર એ તો શનિવારની રાતની એક ફેશન છે!

બ્હારની પાનની દુકાનના ભૈયાનો મિજાસ માતો ન્હોતો.

આશરે દશથી બાર પાનખાઉ ઘરાકોની હાર બાળા લાગેલી અને આપણા અમૃતલાલે પૈસો ફેંકી "કાતરી મસાલા" પાન માંગ્યું હતું. પરંતુ પાનની જાત કહેતાં ભુલી ગયા હતા. એટલે ભૈયાએ જરા દમથી પૂછ્યું:

"બોલો શેઠ, પુના કે દેશી? જલ્દી બોલો ઘીરાક ખોટી હોતે હેં" અમૃતલાલને આબરૂ જતી લાગી ને તેણે સામો રોફ કરી કહ્યું:

"ક્યા બોલે? તુમારે પાસ હે કહાં? બોલો હે બનારસી?"

"ખાયા ખાયા, તુમ બનારસી, ક્યા ખાયગા, શીકલ નહિ કહત હે."

"એઇ સા....લા મું સમાલકે બાત કરો,"

"બડા સાલા કહેને વાલા આયા....તુમારે જેસે ગાંડું...."

વાત વધી પડી. ગાળાગાળી ચાલી અને પાનવાળા ભૈયાએ હાથ ઉગામ્યો. અમૃતલાલનું લગભગ આવી બન્યું પણ એ ડાબા હાથની થપાટ વાગે તે પ્હેલાં એક કોટ પાટલુનવાળા ગૃહસ્થે ભૈયાનો હાથ પકડયો.

પ્રકરણ ૧:

"અરે....ભયા ગધડા....જાને દો....ધંધા કરો...."

ભૈયો ઠંડો પડયો....બબડતો બબડતો દુકાને બેઠો ને જેવું તેવું પાન બનાવી આપ્યું. એ ગૃહસ્થ તથા આપણા અમૃતલાલ ત્યાંથી ચાલ્યા....

ગુજરાતી જુવાનીઆઓને દુશ્મનથી દસ વાર આઘે ગયા પછીજ સાચું શૂર છુટે છે અને અમૃતલાલ બરોબર ટ્રામને રસ્તા સુધી પહોંચ્યા પછીજ બોલ્યો:

"સાલી....હલકી જાત....એ તો તમે વચ્ચેથી હાથ ન પકડયો હોત ને મને જરાક લાગ્યું હોત તો હું બતાવી દેત.... સાલાનું ખુન કરી નાંખત પણ છોડત નહિં."

"ઠીક છે....પણ આપણેજ કજીયાનું કારણ શું કામ આપીએ, મીસ્તર? ગાળ તમે પહેલી દીધી...."

અમૃતલાલે માથું ખંજવાળ્યું.

"શું કરીએ....એ તો એમજ ચાલે...."

ગોળપીઠા તરફ થોડેક આઘે સાથે ચાલતા અમૃતલાલે તે ગૃહસ્થનું નામ તથા ઠેકાણું પુછયું.

"મારૂં નામ ગાંડાલાલ જોશી....અહીં ગોળપીઠા પરજ રહું છું."

"શું કરો છો?"

"નગદી બેંકમાં ચીફ એકાઉન્ટન્ટ છું. તમારૂં નામ?"

"અમૃતલાલ....હું કોર્ટની એક ઓફીસમાં કલાર્ક છું."

"તમે કયાં રહો છો?"

"ગુલાલવાડીમાં."

ગોળપીઠા આવ્યું ને ગાંડાલાલે રજા માંગી:—

"ઠીક ત્યારે સાહેબજી....માફ કરજો....કોઈવાર મળતા રહેજો."

---

## પ્રકરણ ૨ જું.



### દોસ્તી જામી!

અમૃતલાલે તો ઘણુંય 'મળતા રહેવા' કહ્યું હતું પરંતુ બન્ને જણ કોઇ કોઇના ઘરનું નામજ નં જાણે ત્યાં કોણ કોને મળતું રહે! એટલે મળ્યા વગરજ ઉપલી વાતને સાત દહાડા વહી ગયા. ગાંડાલાલને ઘર બદલવું હતું અને ગુલાલવાડીમાં તે ખાલી રૂમ શોધવા નીકળેલો.

એક માળાપર પાટીયું લાગેલું હતું: "અહીં જગ્યા ભાડે આપવાની છે." નીચેની દુકાનવાળાને ગાંડાલાલે પુછતાં માલમ પડયું કે પાટીયું તો ઘણા વરસથી છે. જગ્યા ખાલી નથી! વળી બીજો માળો આવ્યો. ત્યાં પણ એવુંજ પાટીયું. એમાં વળી ઉમેર્યું હતું: "ભાડાં ઘટાડયા છે" વળી પાછું ગાંડાલાલે નીચેની

દુકાનવાળાને પુછયું તો માલમ પડયું કે "દરેક રૂમનું ભાડું રૂા. ૩૦ છે, એતો શેઠ ૩૦ ના ૫૦ કરવાનો વિચાર કરતા તે ઘટાડીને ૪૦ કર્યાં છે"! ગાંડાલાલે વળી આગળ ચલાવ્યું. ત્રીજો માળો આવ્યો. પાટીયું પણ જોયું. નીચેની દુકાન વાળાને પુછતાં ખાત્રી થઇ ને ઉપર ચઢયો. કોને પુછવું ? મુંઝાયો. સામેથી એક બાઇ માણસ આવતાં જણાયા:

ગાંડાલાલે પુછયું: "અંહિ કંઇ જગ્યા ખાલી છે, બાઇ બેન ?"

બાઇ: "કેવા છો ?"

ગાંડાલાલ: "વાણીયા."

બાઇ: "પરણેલા છો ?"

ગાંડાલાલ પરણેલો હતો. પરંતુ તેની વહુ સુવાવડ માટે દેશમાં ગઇ હોવાથી ચારેક મહિના સુધી આવે તેમ ન્હોતી. અજાણ્યા બૈરાને સુવાવડા વિષે પણ ન કહેવાય એટલે તેણે કહ્યું:

"હા....પરંતુ દેશમાં છે. ચાર છ મહિના સુધી...."

"અહીં નથી જગ્યા ખાલી ..જાઓ...બધા મવાલીઓ બ્હાના કરી..."

"પણ બાઇ જરા વિવેકથી બોલતાં...."

"મારા રોયા જાને તારે ઘેર...બાઇ માણસ સામે બોલતાં શરમાતો નથી ?"

બાઇના મોટા અવાજથી આજુબાજુના બૈરાંઓ દોડી આવ્યા ને ચકલીઓના કલબલાટથી છજું ગાજી ઉઠયું.

એક: " શું છે બેન ? "

બીજી: " આ તનમન બેનના ઘરમાં ચોરી કરવા આવતો હતો તે વિદ્યાબેને પકડયો...."

ત્રીજી: " ધોળે દિવસે ? રોયો શરમાણો નહિ !"

ચોથી: " એના કપડાં તો જાણે કેવો ગવન્ડરનો દીકરો...."

પાંચમી: " અરે....પણ પાછો ચોરી પર શીરજોરી કરે છે....વિદ્યાબેનની મશ્કરી કરવા મંડી પડયો. બોલાવને સમડીબેન તારા વરને....ખબર પાડીએ."

આ બધાં કીલકીલાટથી એક ગૃહસ્થ બ્હાર આવ્યા " શું છે ?"

વિદ્યા આઘી ખસી ને બોલી:

" આ હું નળેથી પાણીનો ઘડો લઈ આવતી હતી ત્યારે આ પીટયાએ...."

ગાંડાલાલ: " અહો....મી. :અમૃતલાલ....તમે અહીં રહો છો ?" કહી અમૃતલાલ (હાથ મીલાવતા): " કોણ મી. જોશી આ બધી શું હકીકત છે ? "

વિદ્યા તો બન્નેને મિત્રતાથી વાત કરતા જોઇને આભી બની. બીજાં બૈરાંઓ ભોઠાં પડી પોતપોતાના ઓરડામાં ભરાયા.

ગાંડાલાલ; "અરે યાર, આ બાઇએ નકામું રજનું ગજ કરી તોફાન આદર્યું છે. "

અમૃતલાલ: (હસી પડીને) "તે મારા વાઇફ છે."

ગાંડાલાલ: "માફ કરજો....મારી ભુલ થઇ...."

અમૃતલાલ: "પણ વાત શું હતી ?"

ગાંડાલાલ: "કંઇ નહિ. મારે ઘર બદલવું હતું તે જરા અહીં ખાલી છે કે નહિ તેટલું પુછતો હતો. તેમાં તો ભાભી સાહેબનો મિજાશ...."

ગાંડાલાલે ભાભીની આ પહેલી મશ્કરી કરી. વિદ્યા નીચું જોઇ ચાલી ગઇ. અમૃતલાલ ગાંડાલાલનો હાથ પકડી ઘરમાં લઈ ગયો. વિદ્યાએ ચાહ મુકી અને ગાંડાલાલને પાઇ. કરેલી ભુલનો પશ્ચાતાપ એક ચાહે વાળી આપ્યો. હસ્યા, રમ્યા, ને છુટા પડયા ત્યારે "પાછા મળજો. હેં ગાંડાભાઇ માફ કરજો હં....તકલીફ" એ શબ્દોથી મુંબઇગરો વિવેક ગાજી ઉઠયો.

જાણે જગ્યા તો ખાલી ન્હોતીજ ને હોત તોય ગાંડાલાલને ગમે તેવી ન્હોતી. એટલે ગાંડાલાલ નિરાશ થઇ ગયો, પણ વિદ્યાને તે જોઇ ગયો, જમ ઘર ભાળી ગયો.

× × × ×

વાર તહેવારે સામસામા આમંત્રણો ચાલ્યાં, સાંજ સવાર સાથે ફરવા કે કંઇ પ્રસંગે નીકળવા સુધી વાત પહોંચી. શનિ, રવિ, ને તહેવારે તો બન્ને ભેગાંજ ગુજારતાં. ટુંકમાં તેમના સંબંધનો સરવાળો કરીએ તો ગાંડાલાલ અમૃતલાલને ત્યાં લગભગ પડયો ને પાથર્યો રહેતો. ઘણીવાર અમૃતલાલને ત્યાંજ જમતો. રાતે ત્યાંજ રમતો ને બહુ મોડું થાય તો ત્યાં જ સુઇ

રહેતો ત્યારે બન્ને મરદો આ બાજુ ને વિદ્યા બીજી બાજુ પથારી કરી સુતી. એકજ ઓરડામાં આમ ત્રણ જણાં સુતા, બે મહિનામાં દોસ્તી એટલી બધી જામી ગઇ કે અમૃતલાલની ગેરહાજરીમાં ગાંડાલાલ આવે તો વિદ્યા તેને જમાડતી. બેસવા આગ્રહ કરતી....વગેરે વગેરે....એક દિવસ ગાંડાલાલ જો ન આવતો તો વિદ્યા અને અમૃતલાલના હૈયાં સુનાં સુનાં લાગતાં ને ગાંડાલાલને કયાંય ચેન પડતું નહિ. ગાંડાલાલની વહુ લક્ષ્મીને દીકરો અવતર્યો હતો અને હવે ટુંક મુદતમાં તે આવે ત્યાર પછી એકજ જાતના લુગડામાં બન્ને મિત્રોએ સહકુટુંબ હમેશ ફરવા જવાના, સાથેજ રહેવાના હવાઇ કિલ્લા બાંધી રાખ્યા હતા. પણ માણસનું ધાર્યું કદી થાય છે ! અફસોસ !

## પ્રકરણ ૩ જુ.



### માથાના તેલનો ચમત્કાર !

જેણે જેણે છાપાં જોયા હશે તેણે "માથાના તેલો" ની જાહેર ખબરો જરૂર વાંચી હશે. તેમાંના કેટલાક તેલોમાં તદ્દન 'વ્હાઇટ-ઓઇલ' નામનું ઘાસલેટ ભર્યું હોય છે. જરા અમથું સુગંધી અત્તરનું ટીપું નાંખ્યું હશે છતાં તેને બનાવનારાઓ તે તેલના ફાયદા બતાવવામાં કયાં પાછા પડે છે? આમ ને આમ જાહેર ખબરોના ધતીંગ ન સમજનાર હિંદના કેટલા ભોળા વાચકો છેતરાતાં હશે અને ફાયદાને બદલે ગેરફાયદા પામી નિરાશ અને હેરાન થતાં હશે? સાચી જાહેર ખબર કઇ અને ખોટી કઇ એ તપાસવાની એકજ ચાવી છે. જે જાહેર ખબરમાં ખુબ ભલામણ કરી હોય, ખુબ ફાયદા

બતાવ્યા હોય તે ધતીંગ માનવી કારણ કે સત્યને ઢોલ પીટીને જાહેર કરવાની જરૂર નથી. સત્ય એની મેળે તરી આવશે અને લોકપ્રિય થશે.

પરંતુ એવા એક માથાના તેલના ફાયદા બતાવનારાઓએ આપણા ગાંડાલાલનું જીવન ચરિત્ર જો તપાસ્યું હોય તો તેઓને વધુ ફાયદો જાણવા મળત! ગાંડાલાલને તો માથાના તેલથી એક ફાયદો થયો. તેના માનવા પ્રમાણે જીવનમાં એ એક મોટો અણધાર્યો ફાયદો હતો અને તે માથાના તેલનો ચમત્કાર હતો.

અલબત 'હિંદુસ્તાનમાં બનેલા એ રેંજી પેંજી માલ' ગાંડાલાલ ન્હોતો વાપરતો. તે રીગોડનું ફ્રેંચ લોશન વાપરતો હતો. અને આજે રવિવાર હોવાથી, તેમજ નવીજ બાટલી લઇ આવેલો હોવાથી તેણે માથામાં તેલ નાંખ્યું અને ખુબ કાળજીથી બાલ ઓળ્યા. પટીયાં પાડયાં! બહુ સુંદર દેખાવાનું મન હમેશ બૈરાંને હોય છે. પરંતુ હવે જમાનો, અને તે મુંબઇ શહેરમાં એવો આવ્યો છે કે મર્દો પણ સુંદરતામાં સ્ત્રીઓ સાથે હરિફાઇએ ચઢયા છે. કેટલાક મર્દો તો ખરેખર સ્ત્રીને હરાવી શકે છે આપણો ગાંડાલાલ આજ એવો બની ઠનીને બ્હાર નીકળ્યો કે આજે તે ખરેખર સુંદર દેખાતો હતો જુનો જમાનો હોત તો રાજકુંવરીઓ વરમાળા આરોપવા દોડી આવી હોત કે હાથીઓએ કળશ ઢોળ્યા હોત પરંતુ આજ તો રસ્તે ચાલતી ઘાટણોને પણ એ ફ્રેન્સી મર્દોની પરવા નથી

અને હાથીની બદલીમાં આવેલા ભાડુતી ટ્રામ કે ટેક્ષી તેને બ્હીવડાવી દુર ભગાડતાં જાય છે.

ગાંડાલાલ સીધો ગુલાલવાડી તરફ વળ્યો. ભુતનું ઠેકાણું પીપળોજ હોય છે. તે અમૃતલાલને ત્યાં પહોંચ્યો પણ અમૃતલાલ કંઇક કામે બ્હાર ગયો હતો અને ઘેર કહી ગયો હતો કે "ગાંડાલાલ આવે તો બેસાડજો ને ચાહ પાજો. ત્રણેક વાગ્યા સુધીમાં આવી જઇશ પછી આપણે સાથે બપોરનો ખેલ જોવા જશું."

ખેલનું નામ પડેલું એટલે વિદ્યા તો બે કલાક પહેલાથી સોળે સણગાર સજીને બેઠેલી. ગાંડાલાલને ખેલનું સ્વપ્નું પણ ન્હોતુ પરંતુ કુદરતેજ આજે તેને શણગાર્યો હતો કારણ કે કુદરતે આજ "બગડેલું વાજું" નામનો ખેલ ભજવવો ધાર્યો હતો !

બપોરના બેનો વખત થવાથી સ્ટવ સળગાવી વિદ્યાએ ચાહ મુકી હતી અને જરા ઉંબરા પાસે દુધવાળા ભૈયાની રાહ જોવા બ્હાર આવતી હતી. કાગનું બેસવું ને તાડનું પડવું એ ન્યાયે એજ વખતે ગાંડાલાલનું "કેમ ભાભી !" બોલતાં ઘરમાં પેસવું અને વિદ્યાનું બ્હાર નીકળવું, બન્ને સાથેજ બન્યું. બન્ને અથડાયા, અચકયાં એકએકની સુંદરતા જોઇ આભાં બન્યાં. બન્નેને જાણે વીજળીક ઝટકો લાગ્યો. પણ એ પળ ગઇ. એ સ્પર્શ સુખના આનંદનો દુધવાળા ભૈયાએ અંત આણ્યો.

"આવોને, બેસોને ગાંડાલાલભાઇ. હમણાંજ તમારા ભાઇ આવશે." ગાંડાલાલ અંદર જઇ બેઠો. તેનાં મનમાં સો બસો ઘોડા દોડાદોડ કરી રહ્યા હતા. તેણે માથા પરથી ટોપી ઉતારી ટેબલ પર મુકી.

વિદ્યાએ દુધ લીધું અને ભૈયો ગયો. વિદ્યા સ્ટવ પાસે આવી બેઠી અને ચાહ ઉકળતી હતી. ગાંડાલાલ હાથમાં 'પ્રેમ પ્રેમ ને પ્રેમ' નું પુસ્તક ઉથલાવતો સામે ખુરશીપર બેઠો હતો પણ તેની નજર વિદ્યા પર હતી. નાટકમાં જવા વિષેની આડી અવળી વાત ચાલી.

"નાટક તો સારૂં છે, ખરૂં ગાંડાભાઇ?"

"અરે ભાભી બસ વાત ન પુછો" ગાંડાલાલે નાટકનાજ વાકયમાં જવાબ આપ્યો.

વિદ્યા હસીને ચાહ ગાળતાં બોલી: "ગાંડાભાઇ, તમને સ્ત્રીપાઠમાં ઉતાર્યા હોય તો, આજ તો એવા શોભો...."

"ને ભાભી તમે પણ આજ તો એવાં બન્યાં છો કે તમને જો મરદપાઠમાં ઉતારે તો આપણે તો તમારી સાથે પ્રેમ કરીએ...." વિદ્યા ચાહ આપવા પાસે આવી ને છણુકો કરતાં બોલી:

"તુંય ઠીક કાલો થઇને કાંચળીમાં હાથ નાખે છે." વિદ્યાએ આજ પહેલીજવાર ગાંડાને તુંકારથી બોલાવ્યો. તે રંગમાં હતી. ચાહ આપતાં વિદ્યાનું મોઢું ને ગાંડાલાલનું માથું લગભગ નજીક આવ્યાં. તેલની સુગંધ છુટી, વિદ્યાનું નાક લલચાયું ને તેણે નાક ગાંડાલાલના માથા સાથે અડાડ્યું:—

“ અહા....કેટલું બધું મ્હેકદાર તેલ છે?” થઇ રહ્યું. કુદરતે પોતાનો ખેલ ભજવવા કેટલા એકટરો ભેગા કર્યા હતા? એક નવજુવાન, એક નવયુવતી, શૃંગારિક વાતચીત, એકાંત, તાજો શરીર સ્પર્શ અને છેવટ માથાનું સુગંધીદાર તેલ?

ગાંડાલાલ એક મીનીટ જરા નફ્ફટ બન્યો. ચાહનો કપ હાથમાં લેતાં તેણે વિદ્યાનો હાથ પણ પકડ્યો. જરા પોતાની તરફ ખેંચી, બાથમાં લીધી. વિદ્યા કંઇજ ન બોલી.

પહેલેજ દિવસે અચાનક મેળાપ થતાં જે મરદ બૈરાં બાઝેલા તે આ બન્નેજ કે? શું કિસ્મત છે? જે ગાંડાલાલને વિદ્યાએ એક વાર રોયો અને પીટયો કહેલો તેજ ગાંડાલાલ આજથી વિદ્યાને વ્હાલો થઇ પડયો? ખેલ ખલાસ થયો. વાજું બગડી ચુક્યું.

---

# પ્રકરણ ૪ થું.



## "એ મારો ધણી છે!"

ગાંડાલાલને માથાના તેલે ચમત્કાર કરી આપ્યો. સુંદર વિદ્યાના ગુલાબી ગાલ પર તેના હક્કની છાપ પડી ચુકી. ચાહનો પ્યાલો પછી પીવાયો તેમાં ઓર લહેજ્જત હતી. વિદ્યાની આંખમાંથી સતીત્વનું તેજ નષ્ટ થયું. તે મુંઝાઇ. પરંતુ ગાંડાલાલે પોતાને હાથે તેને ચાહ પાઇ. એ વખતની મઝામાં તેની મુંઝવણ મરી ગઇ.

જાણે કંઇ બન્યુંજ નથી તેમ બન્ને ડાહ્યાં ડમરાં થઇ બેઠાં. અમૃતલાલ આવી પહોંચ્યો. વિદ્યા તેની રાહ જોઇ જોઇને અડધી થઇ ગઇ હોય તેમ તેને મોડા આવવા માટે ઠપકો આપવા મંડી અને આખરે સાથસર્વે પીલહાઉસ તરફ નાટક જોવા ચાલ્યાં.

શણગારવી હતી, અને ત્યાં આજ રાતેજ તેને સજ્જા સાણવી હતી. "રાતે અમૃતલાલ વિદ્યાને બ્હાર કેમ રહેવા દેશે?" તેની પણ તેને ચિંતા ન્હોતી. એણે કોઇ પણ બ્હાને અમૃતલાલ પાસેથી અડધી રાત "વિદ્યા" ઉધાર મેળવવાનો મનસુબો કરી રાખ્યો હતો. તેમનો સંબંધ પણ એવો હતો કે અમૃતલાલને શંકા પણ ન આવત અને ગાંડાલાલનો વિશ્વાસ રાખી તેણે જરૂર પોતાની 'સ્ત્રી' ધીરી હોત!

પણ ભર મુંબાઇમાં તેને જેવી જોઇએ તેવી રૂમ ન મળી. અમૂલ્ય દિવસ વહી જતો હતો. પરસેવો ઉતારતો તે ફ્રીયર રોડનો લતો હવે તપાસી રહ્યો હતો. તેના વદન પર નિરાશાની છાયા પથરાતી હતી. સામેથી એક ઉમરે પહોંચેલી સ્ત્રી આવી. તેના હાથમાં ઓલવાયલું બીડીનું ઠુંઠું હતું.

"ભાઇ જરા દીવાસળી આપશો?" ગાંડાલાલને અજાયબી લાગી, "તમે હિંદુ સ્ત્રી થઇ બીડી પીઓ છો?"

તે સ્ત્રી હસી. "અમારા લોકમાં બધા પીએ છે" ગાંડાલાલે બાક્સ કાઢી આપતાં પૂછ્યું "તમે કેવા છો?"

તે બોલી, "મારૂં નામ જીવી ખારવણ."

"તમારો ધણી કોઇ વ્હાણપર નોકરી હશે"

"ધણી બણી તો મરી ખુટયો, જાતે કમાઇ ખાવું પડે છે."

"શું કામ કરો છો?"

જીવીની આંખ ચમકી. તેણે ગાંડાનો હાથ પકડયો, એક બાજુએ લઇ ગઇ ને કાનમાં પૂછયું "કોઇ જુવાન છોકરી જોઇએ છે?"

ગાડાંલાલ સમજી ગયો. જીવી એક કુટણી હતી. તેને આ વાતમાં રસ પડયો. એક દિવાસળી વસુલ હતી.

"પણ તમારૂં ખાંજરૂ કયાં છે?"

"અહીં મુંબઇમાં તે પોલીસ રહેવા દે ખરી કે? કે તમારી મરજી હોય તો ચાલો હમણાંજ જી. આઇ. પી.માં બોરીબંદરથી ગાડી મળશે.

ગાંડાલાલ ચાલ્યો. વીખરોળીનું સ્ટેશન આવ્યું બન્ને ઉતર્યાં.

સ્ટેશનથી થોડેક છેટે બજારની પાછળ એક એકાંત એકડાંડીયું ઘર હતું. પહેલો મજલો ખાલી હતો ને બીજે મજલે જીવીની જુવાન છોકરીઓ "ભાડે આપવાની" ઓફીસ હતી!

ગાંડાલાલને જીવીની છોકરી ન ગમી. પણ તેને તેનું કામે ય ન્હોતું. તેને તો જગ્યા જોઇતી હતી ને તે મળી. ગાંડાલાલે ભાડું ઠેરવ્યું ને મહિને ૩૦ રૂપીઆ વગર મફતના મળતા જોઈ જીવીએ કરાર કર્યો. મજલો જીવીનોજ ગણાય. તે જ રહે. પણ જયારે ગાંડાલાલ આવે ત્યારે જીવી ને તેની છોકરી તેની તહેનાતમાં રહે. આ સોદો પાર ઉતર્યો. બન્નેને નફો થયો, અને બન્ને દિવસ સારો ઉગેલો માનવા લાગ્યાં.

× × × ×

આ વાતને બે મહિના વીત્યા. રોજ બપોરે અમરતલાલ ઓફીસે હોય ત્યારે ગાંડાલાલ બેંકમાંના હાથ નીચેના કર્લાકોને ઉંધુચતું સમજાવી નીકળી જાય, ગુલાલવાડી આવી વિદ્યાને લઈ વીખરોળી જાય ત્યાં મઝા માણી ચાર વાગે પાછો અમરતલાલને ગાંડાલાલ મળે ત્યારે હુંમેશ જેવો ડાહ્યો ડમરો! આ તેનો રોજનો કાર્યક્રમ થઇ પડયો. તેમનો આ આડો સંબંધ બે સુમાર વધી ગયો હતો અને તેમણે ફોટા પણ પડાવી રાખ્યા હતા. તેની એક નકલ વિદ્યાએ પોતાની ટ્રંકમાં પણ મુકી રાખવાની હીંમત કરી હતી.

આજ બપોરે પણ તેઓ વીખરોળી ગયાં હતાં. અમરતલલાનું માથું દુઃખવાથી તે ઘેર આવ્યો. ઘેર તાળું દીઠું. તેણે ધારી લીધું કે વિદ્યા કોઇ સગાં વ્હાલાંને મળવા ગઇ હશે. પણ પાડોશમાં ચાવી પણ ન્હોતી એટલે જરા કોચવાઇ તેણે તાળું તોડયું ને ઘરમાં જઇ આરામચેર પર પડયો. બામની બાટલી શોધવા તેણે ફાંફાં માર્યાં પણ કયાંય ન જડી. કબાટ, ટેબલ, અભરાઇ બધું શોધી વળ્યો. છેવટે તેણે વિદ્યાની ટ્રંક ખોલી. વિદ્યા ભુલકણી હતી તે બનવા જોગ છે કે ભુલમાં બાટલી તેણે ટ્રંકમાં મુકી દીધી!

ટ્રંકમાંથી બાટલી તો જડી. પણ એક બીજી વસ્તુએ જડી. તે ચીજ અમરતલાલ માટે ભયંકર હતી. તે ગાંડાલાલ ને વિદ્યાનો સાથે બેસીને પડાવેલો ફોટો હતો. અમરતલાલે માથા પર હાથ દીધો. તે બારીએ એ પ્રમાણે માથે હાથ દઈ તડકો વેઠતો ઉભોજ રહ્યો.

દોઢ કલાક વીત્યો અમૃતલાલનું માથું દુઃખવાને બદલે તેનું લોહી ઉકળી રહ્યું હતું. ગાંડાલાલ ને વિદ્યા આવી પહોંચ્યા. ગાંડાલાલ તો નીચેથીજ વિદ્યાને વળાવી પાછો વળ્યો. પણ અમરતલાલે તેને જોયો. થઇ રહ્યું. પાપનો ઘડો ફુટયો હતો. મુંબઇના દોસ્તે મિત્રદ્રોહ કરી ભયંકર દગો દીધો હતો.

વિદ્યા ઘરમાં દાખલ થઇ. કોઇ કાંઇ બોલ્યું નહિ. અમરતલાલ 'શું કરીશ' તેનોજ વિચાર કરતો હતો. વિદ્યાના પેટમાં ચોરી હતી.

રાતના આઠ વાગ્યા. વિદ્યાએ રસોઇ કરી. પણ હજી કોઈ બોલતું નથી, અમૃતલાલ હજી જમવા ઉઠતો ન્હોતો. વિદ્યા પણ પીઠ ફેરવી જાણે રીસાઇ હોય તેમ બેઠી હતીઃ દશ વાગ્યા. વિદ્યા કંટાળી ને અમરતલાલ પાસે આવી.

"કેમ જમવા ઉઠવું નથી?"

"કુલટાના હાથનું જમવા? વેશ્યા...."

"પણ મારો કંઇ વાંક? શું છે? આમ નકામાં વ્હેમ કેમ લાવો છો?" અમરતલાલે ફોટો ફેંકયો.

"બોલ આ શું છે?" તે સોટી લેવા બારણા પાસે ગયો.

"જવાબ આપ. બોલ?"

વિદ્યા પામી ગઇ. હવે કોઇ ઉપાય ન્હોતો. વિદ્યા શું જવાબ આપે? પણ વિદ્યાએ હવે મુંબઇનું પાણી પીધું હતું.

"મારી ટ્રંકમાંથી કાઢયો? મારી ટ્રંકને અડકનાર તમે કોણ?" આ ગળેપડુ વાતથી અમરતલાલનો મિજાશ હવે ગયો.

"બોલ ફોટામાં બેઠું છે તે કોણ છે?"

"તે મારો ધણી છે."

"ત્યારે હું?"

"તું બાયલો....ભડવો....તારાથી થાય તે કરી લે."

અમરતલાલે સોટીથી વિદ્યાને લગભગ ધોઇ નાંખી, બેસુમાર માર માર્યો. પાડોશી દોડી આવ્યા. પાડોશીની શરમે અમતરલાલનો માર અટક્યો; પણ તેણે બારણું અંદરથી બંધ રાખ્યું હતું. દશ મીનીટ શાન્તિ પથરાઈ ને પાડોશી વીખરાયા. હવે આ ઘરમાં વિદ્યાનું કામ ન્હોતું. પાડોશમાં ફજેતી થઇ ચુકી હતી. એટલે તેણે વધુ માર ન મારતાં વિદ્યાને બારણું ખોલી બ્હાર ફેંકી:

"જા....તારી મરજી પડે ત્યાં જા....તારૂં કાળું મોઢું બતાવીશ નહિ."

વિદ્યાની આંખમાંથી ચોધાર આંસું, અને શરીર પરથી મેઘધાર લોહી વહ્યું જતું. રાતના ૧૧ થયા હતા. મધરાતે તે ક્યાં જાય?

---

## પ્રકરણ ૫ મું.

### સુડી વચ્ચે સોપારી.

ગાંડાલાલના ગોળપીઠા પર આવેલા માળામાંના રૂમનું બારણું મધરાતે ખખડયું. "કોણ છે?" કહેતો ગાંડાલાલ ઉઠયો. તેણે બારણું ખોલ્યું. અપાર વેદના ભોગવતી વિદ્યા ઉંબરા પાસે પડી હતી. ગાંડાલાલે તેને ઘરમાં લીધી. પાડોશી જોઇ ન જાય તે માટે તરત બારણું દીધું. હજી તેના બૈરાં છોકરાં આવ્યાં ન્હોતા એ તેનું ધનભાગ્ય હતું!

"આ શું વિદ્યા? આટલો બધો માર? અહીં કેમ?"

"એ બધું તમારે ખાતંર....એ બધું જાણી ગયા." અને ત્યાર પછી ગાંડાલાલના પલંગપર સુતાં સુતાં તેણે બધો ઇતિહાસ કહ્યો. મારાથી તે નિઃસોસ થઇ ગઇ હતી અને

ગાંડાલાલે હવે તેને ઉંઘી જવા કહ્યું ગાંડાલાલે અડધી રાત વિચારમાં ગાળી.

સવાર પડી. ગાંડાલાલનાં બારણાં રોજ ઉઘાડાં રહેતાં પણ આજ બંધ રહ્યા. ગાંડાલાલ આજ બ્હાર ખરચુ ગયો તો ય તાળું મારીને ગયો. પણ પાડોશીને સ્હેજ આશ્ચર્ય સિવાય બીજી અસર ન થઇ. વિદ્યાએ બધો પ્રાતઃવિધિ ઓરડામાંજ પતાવ્યો.

દેશમાંથી એક કાગળ આવ્યોઃ "લક્ષ્મી અને છોકરાને ટ્રેનમાં બેસાડી દીધા છે. સ્ટેશને સામા આવજો" એ મતલબ હતી. કાઠીયાવાડની ટ્રેન બીજે દિવસે સવારે આવે તે પહેલાં વિદ્યાનો કંઇક બંદોબસ્ત કરવો જોઇએ એનો ગાંડાલાલને વિચાર થઇ પડયો. વળી પાછો આજે નોકરી પરથી રજા લઇ તેણે આખો દિવસ બીજો રૂમ શોધવામાં વીતાડયો. ખેતવાડી પર એક રૂમ મળ્યો. અને સાંજ સુધીમાં જરૂરી વાસણો, દાણો અને એકાદું ગાદલું વગેરે વસાવી તે રાતે તે વિદ્યાને છાનોમાનો નવા રૂમમાં લઇ ગયો. રાતે ને રાતે એક ડાકટરને ખાસ ફી આપી લઇ આવ્યો ને વિદ્યાની સારવાર શરૂ કરી.

બીજે દિવસે લક્ષ્મી વગેરે આવી પહોંચ્યાં. ગાંડાલાલે હવે બે ઘર માંડયા. દિવસમાં એકાદ આંટો તે વિદ્યા પાસે મારી આવતો. પણ વિદ્યાને આ જીવન અસહ્ય થઇ પડયું. આમ છાના સંબંધ તે કયાં સુધી? તેણે લક્ષ્મીની શોકય તરીકે જાહેર ઘરમાં બેસી જવા હઠ લીધી. પણ તે કેવી રીતે બને?

પ્રકરણ ૫ મું:

આ બધા સંજોગોથી ગાંડાલાલ વિદ્યાથી કંટાળ્યો. તેનું મન અસ્વસ્થ થયું. પરિણામે તે વિદ્યાને બે ચાર દિવસે મળવા જતો, એટલુંજ નહિ પરંતુ નોકરી પર પણ બહુ અનિયમિત થઇ ગયો હતો અને હાથ નીચેના માણસોએ કંટાળીને મેનેજરને રીપોર્ટ કર્યો હતો. વિદ્યા માટેનો તેનો મોહ દરિયાની ભરતી પછી થોડા વખતમાં ઓટ આવે તેમ ઉતરી ગયો હતો. તેણે આખરે વિદ્યાને ઉંધુંચત્તું સમજાવી બે ત્રણ માસ દેશ જવા કહ્યું. વિદ્યા માની ગઇ અને દેશમાં ગઇ. ગાંડાલાલે ખરચ મોકલવા વચન આપેલું.

એક તો મેનેજર પાસે રીપોર્ટ ગયેલો હતોજ. તેમાં વિદ્યાની લપ હમેશની મટાડવા તેણે કોઇ પરદેશ જવા ધાર્યું અને મેનેજર પાસે બેંકની પરદેશની બ્રાંચમાં પોતાની બદલી કરવાની મહેરબાની માંગી. જુનો અને અનુભવી તેમજ પ્રોતીપાત્ર હોવાથી તેને બદલી મળી. તેને કરાંચી જવાનો હુકમ થયો ને ગયો. આ ખટપટમાં બે મહિના વીત્યા જે દરમ્યાન તેણે વિદ્યાને ખરચ મોકલેલો.

મુંબઇ છોડતાં પહેલાં વળી પાછી લક્ષ્મીને તેણે દેશ અને પોતે કરાંચી ઉપડી ગયો.

છ મહિના વીત્યા. એક પાઇ પણ ખરચની નહિ મળવાથી વિદ્યા શરીર પરનો દાગીનો વેચી વેચીને ખાઇ ગઇ હતી. એક વીંટી રહી હતી. કોઇ કોઇ વખત તે પોતાનો જુનો સંસાર યાદ કરી ભીંત સાથે માથું પછાડી રોતી હતી. પણ તેજ વખતે ગાંડાલાલનો સુંદર ચ્હેરો તેને યાદ આવતો ને તે શાન્ત

થતી. હજી પણ તે ગાંડાલાલનો ફોટો દેવની માફક પુજી રહી હતી.

એજ ગામમાં લક્ષ્મી અને ગાંડાલાલની મા રહેતાં હતાં. તેણે ઓળખાણ પાડી ડોશીનો તેમજ લક્ષ્મીનો પ્રેમ પણ જીતી લીધો હતો અને એમ કરી પોતાના ભવિષ્ય માટેનું વાતાવરણ અત્યારથી જમાવવા માંડયું હતું.

આખરે દાણાની ફીકર આવી એટલે તેણે સાહસ ખેડયું. બીજો ઉપાય ન્હોતો. તેણે વીંટી વેચી મુંબઇની ખરચી મેળવી. ડોશી ને લક્ષ્મીને પણ ગાંડાલાલ કયાં છે તેના ખબર ન્હોતા તેઓ એટલુંજ જાણતા હતા કે ગાંડાલાલની કોઇ દુર દેશાવર બદલી થઇ છે. આથી નિરાશ થઇ વિદ્યા જાતે મુંબઇ જવા ઉપડી. આ વખતે ગાંડાલાલની બદલી પાછી કરાંચીથી અમદાવાદમાં થઇ હતી અને હાલ તે અમદાવાદમાં હતો.

વિદ્યા મુંબઇ આવી બેંકના મેનેજરને મળી ને ગાંડાલાલ કયાં છે તે માટે પૂછયું: " તમે કોણ છો.

" જી, હું તેમની વાઇફ છું."

" અજાયબીની વાત છે. તમે તેમના વાઇફ છતાં તે કયાં છે તે નથી જાણતાં ? "

વિદ્યા હસી પડી ને બોલી: "નહિ જી. હું દેશમાં હતી. ને તે દરમ્યાન તેમની બદલી થઇ ગઈ. મને આજકાલમાં તેડાવત પરંતુ મારેજ તેમને અચાનક મળીને અજબ કરવા છે એટલે તમને તમનું સરનામું પુછવા આવી છું."

પ્રકરણ ૫ મું:

સરનામું મળ્યું ને વિદ્યા અમદાવાદ આવી. સીધી બેન્કમાં જઇ બધા કલાર્ક જુવે તેમ ગાંડાલાલના ટેબલ પાસે આવી ઉભી રહી? કલાર્કો આ વિચિત્ર ઘરાક જોઇ હસવા લાગ્યા. ગાંડાલાલ તે વખતે તો "મારે ઘેર મેમાન છે" એમ કહી રજા લઇ વિદ્યા સાથે ઘેર આવ્યો. રસ્તામાં વિદ્યાએ ઠપકો આપી, પ્રેમીની જડતી લઇ નાંખી. ગાંડાલાલનો ચ્હેરો ઉતરી ગયો હતો.

ઘેર બારણાં ઉઘાડાં હતાં. લક્ષ્મી ડોસી અને છોકરો અણધાર્યા આવી પહોંચ્યા હતા. વિદ્યા મુંબઇ આપી તે દરમ્યાન લક્ષ્મીના ભાઇએ અમદાવાદથી આવી પોતાના બનેવીના ખબર આપ્યા હતા અને તેમની સાથેજ વૈરાંઓ આવી ચઢયાં હતાં.

સ્ત્રીઓ એક એકને જોઇ અજબ થતી હતી. ગાંડાલાલ મોઢું છુપાવી ખુરશી પર પડયો હતો. લક્ષ્મી ગુસ્સામાં રોતી કકળતી બેઠી હતી. ડોસીમા હાથ જોડી ઉભી બેઠાં હતાં અને વિદ્યા બંધ કરેલા બારણાને અઢેલી ઉભી હતી. ડોસીના ગાંડાલાલ અને વિદ્યા પ્રત્યેના વચનબાણનો પાર ન્હોતો. સાથે લક્ષ્મી પણ સાદ પુરતી હતી!

આખર વિદ્યાએ મોઢું ખોલ્યું: "સાસુજી—"

"ખબરદાર મને 'સાસુજી' કહી તો કુલટા! તારી થતી હોય તેને કહેજે."

વિદ્યાનું જીવનજ એવું હતું કે હવે તેને નફ્ફટ થયા વગર છુટકો નહોતો. તેણે વીંટી વેચી ત્યારથી તેણે દુનીઆની

શરસ મુકી ને તેથીજ તે એંકમાં એકલી પહોંચી હતી. અહીં પણ તે નફટ થઇ બોલીઃ " ધરાર કહેવાની. મારા પરણેતરને હું કહી ચુકી છું કે ગાંડાલાલ મારા વર છે ને હજાર વખત છે. એટલે તમે મારા સાસુજી હજાર વખત હું બે હાથ જોડીને કહું છું તે સાંભળી લ્યો. હવે બધી વાત ઉઘાડી પડી ગઈ છે. તમારાજ દીકરાને પુછો. મારૂં જીવતર હવે તમારા કુટુંબને શરણે છે. મારો કે તારો. તમારા દીકરાને મેં મારા વર મનથી માન્યા છે. હવે મને તમારી બીજી લક્ષ્મી કરી સ્થાપો." તેણે ચોધાર આંસુએ ડોસી પાસે ખોળો પાથર્યો.

લક્ષ્મીએ મહેણું ફેંકયું. "લક્ષ્મીના પગની તું તો રજેય નથી. વંઠેલી....એકનું ઘર તેં માંડયું નથી....બીજાનું શું સુધારશે? ખબરદાર સાસુજી, મારા ઘરમાં એ નહિ જોઇએ."

" તમે શું કહો છો, ગાંડાલાલ ? " વિદ્યાએ તેના તરફ નજર ફેરવી સવાલ પુછયો.

"મારા હાથનાં કર્યાં, હું ભોગવું છું....' એટલું કહેતાં તે રોઇ પડયો. ડોશીને પેટના દીકરાની દયા આવી ને તે તેના આંસુ લુછવા તેની પાસે ગઇ. "બા....આ સવાલનો તું નિવેડો લાવ....વિદ્યાએ ભલે અમૃતલાલને દગો દીધો પણ તે મારે લીધે. હું કબુલ કરૂં છું....હવે શું કરવું ?" ગાંડાલાલે બાની દયા ચાહી.

ડોસીએ જરા મોઢું કટાણું કરી વિદ્યાને ઉદ્દેશી કહ્યુંઃ "જા....મુક તારૂં પોટલું પેલા ખુણામાં."

લક્ષ્મી તડુકી. "ખબરદાર....તો હું મારે પીયર ચાલી જઈશ." હવે વિદ્યાને જોર આવ્યું હતું.

"લક્ષ્મી બેન....હજી સમજી જા. હું તારી નાની બેન, તારા વરની દાસી થઈને રહીશ. મેં મારો ભવ તો બગાડયો. તું તારો ન બગાડ. સંપથી મને રાખીને રહે તો ઠીક છે; મારી, તારી ને આખા કુટુંબની શોભા છે. હું વેશ્યા નથી. મને જેની સાથે પરણાવી તે મારો વર ન્હોતો; મેં તેને કબુલ્યોજ ન્હોતો. મારા હૃદયે ગાંડાલાલને વર માન્યો અને મારા જીવનનો માલીક હવે તેજ છે. જો તું નહિજ માને તો હું દેશમાં નાત ભેગી કરીશ ને મારા હક્ક માંગીશ. ને જો તું પીયર જશે તો તેમાં તું મારોજ ભવ બગાડશે." આ દલીલબાજીથી લક્ષ્મી મ્હાત થઈ એ ઘરમાં રહેવા વિદ્યાને રજા મળી.

દિવસો વીતતા કેમ જાણે બે પરણેતરજ હોય તેમ તેમની રહેણી પરથી દુનીઆને જણાતું. લક્ષ્મી સમજી ગઈ હતી પણ એક મ્યાનમાં બે તલવારને કદી બનતું નહિ અને મહિનાઓ વીત્યા તે દરમ્યાન ગૃહકલેશ વધી પડયા હતા. ગાંડાલાલનું જીવન હવે સુડી વચ્ચે સોપારી જેવું હતું.

# પ્રકરણ ૬ ઠું.



## ઇશ્વરનો ઇન્સાફ.

અમદાવાદના રીચીરોડ પરના ફોટોગ્રાફરને ત્યાં ગાંડાલાલ અને વિદ્યાએ ફોટો પણ પડાવી લીધો. હજી પણ તેની નકલ ત્યાં છે. ધીમે ધીમે દોસ્તો, સ્નેહીઓ, સગાઓ અને નાતજાત બધે આ સંસારની વાત પ્રસરી ગઇ. પણ આજની દુનીઆને હવે કંઇ બહુ પડી નથી. સૌ પોતપોતાનું સાંભળી રહ્યું છે. બનવા જોગ છે કે સૌને ઘેર એવાજ આટીના ચૂલા હોય, એટલે પોતપોતાની બાંધી મુઠી લાખની રાખી આ બગડેલાં વાજાંને સહન કરી લેતાં હોય.

હવે ગાંડાલાલ બેંકની નોકરી મુકી કાનપુર તરફ ધંધા સંબંધી રહેવા આવ્યો હતો. ડોસી, દીકરો, લક્ષ્મી, વિદ્યા

વગેરે સર્વ સાથે હતાં, પરંતુ ગૃહકલેશ મટયો ન્હોતો. અને આખરે એટલે સુધી વધી પડયો કે બન્ને સ્ત્રીઓને અમુક અમુક મિલકત વહેંચી તેમના નામની કરી આપવી પડી. એ કજીયો પતી જતાં સાથે કામ કરવામાં પણ હુંસાતુંસી થતી ને આખરે બન્નેને જુદી રાખવા નક્કી કર્યું તે પ્રમાણે તે વિદ્યાને આસાનસોલ પોતાની બીજી દુકાન હતી ત્યાં મુકી આવ્યો. એક મહિનો કાનપુર અને એક મહિનો આસાનસોલ એ પ્રમાણે તેણે પોતાના જીવનના, હૃદયના અને આત્માના બે ભાગ પાડી બન્નેને વહેંચી આપ્યા હતા.

એક ક્રુર દિવસ આવ્યો. તે આસાનસોલ જઇ રહ્યો હતો. દીલ્હી એક્ષ્પ્રેસ કાનપુરથી નીકળી ગર્વથી ધુમાડા કાઢતી માર્ગ કાપતી જતી હતી. ગયાજીનું સ્ટેશન આવ્યું ત્યારે રાતના આઠ વાગ્યા હતાં. ગાંડાલાલ ચહા પીવા માટે નીચે ઉતરતો હતો. એજ વખતે અતિશય ગીરદીને લીધે એક હિંદુસ્તાની સૌથી પહેલો ટ્રેનમાં ચડી જવા માટે પડાપડી કરતો હતો.

ગાંડાલાલ ને પેલો મુસાફર બારણા પર સામે અથડાયા. ગાંડાલાલે કહ્યું: “ અરે પણ ભાઇ ઉતરને તો દો.”

“ પણ તુમ પીછે ઉતરો....હમકું ચઢને દો. હમકુ ચઢને દો. હમકુ જગા નહિ મીલેગા....હમ ચઢેગા પીછે ઉતરો.”

“ કયા તુમારા બાપકી ગાડી હે ? ”

“ જબ કયા તુમારે દાદાકી હે ? ”

પેલા ઉત્તર-હિંદુસ્તાનીનો મિજાજ ગયો ને તેણે ગાંડાલાલ ને અંદર હઠાડવા છત્રીથી ગોદો માર્યો.

હાય! કીસ્મત! છત્રીની અણી સીધી ડાબી આંખમાં ધુસી ગઈ. દોઢેક ઇંચ ઉંડો ઘા પડયો; લોહી લોહી થઇ ગયું. પેલો મુસાફર તો ગભરાઇ ગયો ને તેની સારવાર કરવા મંડયો. સીપાઇ, ગાર્ડ, ટીકીટ માસ્તર, મુસાફરો, પોર્ટર વગેરે લોક ભેળું થઇ ગયું ને તેને ઉઠાડી વેઇટીંગ રૂમમાં સુવાડયો. સ્ટેશનના ડાકટરને ટેલીફોન કર્યો. દરમ્યાન પોલીસે પેલા મુસાફર પર ફરિયાદ નોંધવા કહ્યું. પણ ના; તેણે પોતાની ગાડી જવા દઈ ગાંડાલાલની સેવા કરી હતી. તેની આંખ ફોડવાનો ઇરાદો ન્હોતો; થતાં તો થઇ ગયું; તે તો એક અકસ્માત હતો. તેથી ફરીયાદ માંડવાનું માંડી વાળ્યું.

ડાકટરે આવી જરા પાટાપુટી કરી લોહી બંધ કર્યું. બીજે દિવસે સ્ટેશન અમલદારોએ તેને આસાનસોલ પહોંચાડયો. એક અઠવાડીયું ત્યાંના ડાકટરોએ મલમપટ્ટા કર્યા; મિત્રોએ ચાકરી કરી હજી આંખ ઉઘડતી ન્હોતી. છેવટે કલકત્તાના સર્જન પાસે જવા સલાહ મળી. તે ગયો. એક મહિના પછી આંખની પરીક્ષાનું પરિણામ આવ્યું:

"તમારી આંખ હંમેશને માટે ગઈ છે."

અત્યારે તો ગાંડાલાલનાં સંસારનું વાજું બગડીને બેઠું છે. તેનું શરીરરૂપી વાજું પણ હમેશને માટે આમ બગડીને બેઠું છે. તેનું જીવતર પણ બેસુરાં બગડેલાં વાજાં સમાન તેને લાગી રહ્યું છે. આ આખું કુટુંબ અત્યારે હૈયાત છે.

વાચક, તું?

તું આવા દોસ્તોથી ચેત,
તું આવા પાપોથી બચ.

---

## ( એક પારસી સંસારી વાર્તા. )

"ડીયર, ચાલોની આપરે ફરવા જઇએ કેથે !" સાંજને સમે મીસીસ આલાંમાય પસ્તાકીઆએ રાંધણીમાંથી વાસણ ઉટકતાં ઉટકતાં દીવાનખાનામાં આવી આરામચેરમાં આરામથી ન્યુસપેપર વાંચતાં પોતાના "ડીયર" પ્રાણનાથને પાછળથી આઇસક્રીમ જેવા ઠંડે હાથે માથું પસવારી ઓળેલા બાલ પર મધ જેવું ચુંબન લઇ કહ્યું:" આય જોવની ! હું આય ઘેરકામથી કેટલી થાકી ગેઇ દેખાઉંચ !"

ત્યાં તો સી. પેસુબા-આલાંમાયના પ્રાણનાથનો-પિ-તો ગરમ થઇ આંવ્યો. "મારાથી નહિ અવાય હું આય મારા

ઑફીસકામથી એટલો થાકી ગીયોચ કે–" અને અત્રે એક ઉંકારો પણ જાણે કવીનાઇન ખાધું હોય તેવા મુખમાંથી બ્હાર પડયો.

મીસીસ પસ્તાકીયા પણ એમ જરી જરીમાં પોચા પડી જાય તેવા ન હુતા જો! એમણે કહ્યું: "બસ! તમને તો જાને એજ લખ લાગુ છ. આ આયા ઑફીસ વેરથી ઘેરે, જોરાં પેરીયાં, ખાધું, વાંચીયું, ને સુતા. એમાં તે મરેરે, થાકી શાના જાઓચ? તમારૂં કામ જો હું કરતી હોત તો થાક શું ચીજ છે તે સમજી બી ન હોત. સમજીયાની? લેઓ વાત લાયાચ તે!" સહનશક્તિ યાને "Powr of Resistance" બધી અંહીજ કેથે ભરાઇ ગઇ હુતી.

"તારા જેવું કામ હોત તો હું બી ન થાકતે સમજી? જાને બચ્ચાંને સમજાવવા આવીચ" પેસુબા પણ કંઇ આજ-કાલના ગૈયરઘેલા આશકોની કાની એમ ઢીલા પોચા પરે તેવા ન હુતા.

હવે શું? બસ તેજ દિવસે, તેજ પળે બધું રંધાઇ ચુકયું; જજમેન્ટ અપાઇ ચુકયું અને બન્ને અમલદારોની ફેરબદલી કરવામાં આવી; જેવું ગમતું હતું તેવું કામ તેને લેવા દેવામાં આવ્યું ને બીજે દિવસથી બંનેનાં કામની અદલાબદલી થઇ.

× × ×

## બીજે દિવસ.

ઓફીસનો ટાઇમ લગભગ થવા આવ્યો હતો. પેસુબાની ઓફીસ મુકાદમીનું કામ કરતી હોવાથી ઘણીજ પંકચ્યુઅલ

અને રેગ્યુલર હતી. બધું મેનેજમેન્ટ મી. પેસુબા સંભાળતા હતા. ઓફીસ પણ ઘણે ભાગે ધમધોકાર ચાલતી પણ કંઇ ઝાઝા કલાર્કોની જરૂર નહિ જોવાથી પોતે એકલાજ બધું સાંભળતા હતા,

અરે હા! પણ આજ તો શ્રીમતી આલાંમાયનો "જરનલ ફોરવર્ડીંગ એજન્ટસ એન્ડ મુકાદમ્સ" થવાનો વારો આવ્યો હતો.

સ્વીસમેડ ભીંતકલોકમાં સાડાદશનો ટકોરો થતાં શ્રીમતી ઉંચા નીચા થવા લાગ્યા: "કહાં છે ભોનું? આટલી બધી વાર!"

"આ લાયોજી" કરતાં તપ દઇને મી. પેસુબા ટેબલ પર ભોનું પીરસી ગયા. બીચારો પેસુજી! આજ તેમની ઓફીસની ચાલાકી ક્યાંક આકાશના ઉંડાણમાં કે ચુલાની ગરમીમાં પીગળી ગઇ હતી. કુકડા બોલ્યા ત્યારથી બિચારા પથારી ત્યજીને ઘરકામમાં મંડી પડયા હતા. પાણી ભરવા (હવે શાહી ભરનારો "એઇ ચોકરા" પણ ન્હોતો,) કચરો વાળવા ("સિપાઇ, એ ઇધર તુમ ડરટી કેસ રાખીયા હે" એ બી ગેપ) વગેરે વગેરે ઉપરાંત "જોન કેબરના" પુલ જેવા હોલ્ડરને બદલે પોટર્સનો પિત્તળનો કડછો ઝાલવાનો આ વખત આવ્યો હતો ને પેસુબા "ઘડી ઘડી તડકોને છાંયડો ફેરવાયે" એમ મનમાં બબડતા હતા:–"વાહ! વખત, તારી, પણ બલીહારી છે!" ગમે તેમ પણ આથડતાં, પછાડતાં, અફાળતાં, ઝીકતાં, પણ પેસુબાએ આખર કામ પાર ઉતાર્યું ને રાંધી નાંખ્યુંયે ખરૂં! જરા અગવડ તો પડી!

"મ....માખણ?" મી. પેસુબા પર તરારો આવ્યો કારણ પેસુજીબા પીરસણમાં માખણ ભુલી-ગયા હતા, અને હાથમાં ગરમાગરમ ચાહની કીટલી સાથે પાછા રાંધણીમાં દોડી પેસુબા માખણ લઇ આવ્યા.

"ક્રીમ?" હવે તો દરરોજ પડયો. પણ તેથીય ન ગભરાતાં ધક્કા નંબર ટુ ખાઇ પેસુબા ક્રીમ પણ લઇ આવ્યા.

"એ પેલાં પોતીયાદાસ વાનીયાની કાની પોતીયું બાંધે ને પાઘરી પેરે તેમ એક લાવોચ ને એક ભુલોચ શાનાં?" ને દોડાદોડીથી પરસેવાગાર થઇ ગયેલા પેસુબા નીતરતે કપાળે નૅપકીન પણ લઇ આવ્યા.

હાશ! ભોજનવિધિ માંડ માંડ પુરો થયો ને જાણે નાટકનો પહેલો ભાગ ખતમ થાય ને બીજા ભાગની શરૂઆતમાં ઘંટ વાગે તેમ બ્હારથી ટ્રામની ઘંટડી વાગી ને આલાંમાયે ઘેરમાંથી દોટ મુકી, કારણ કે હડતાલને લીધે કદાચ બીજી ટ્રામ મળતાં "લેટ" થાત. પણ કમનસીબી! હાયરે આફીસર! મહાસહેનતે પા માઇલ ટ્રામ પાછળ દોડયાં પછી ટ્રામ હાથમાં આવી ને ટ્રામમાં પોતે બેઠાં.

અને આમ ટ્રામ અને પોતે બંને ઓફીસ પાસે આવી પહોંચ્યા. ખરો સીન તો હવેજ શરૂ થયો.

એક બાજુ ટેલીફોનમાં ઓર્ડરપર આર્ડર આવવા મંડયા તેને નોંધવા-પાછા તે પ્રમાણે મજુરોને હુકમ ફરવવા-વળી કોઇના આવેલ ઓર્ડરમાં ઝઘડા પડે તેને ઑફીસીયલ કાગજપત્રો ડાફ્ટ કરી, ટાઇપ કરી પહોંચાડવા;

નજરચુક કે સંજોગવશાત કોઇના ઓર્ડર કોઇના નામે નોંધાય, કે મજુરો ભુલો કરે એમાં વળી ઉંધાનું સીધું કરવું પડે ઇત્યાદી ઑફીસ રૂટીનના કોકડામાં આલાંમાય એટલાં ગુંચવાવા મંડયા કે કપાળ પરનાં બેઉ નેણની વચમાં વીસ વખત તો કરચલી પડી ગઇ, પણ કરે શું ?

મજુરો બી આજ તો ઓર રંગથી કામ કરતા હતા, કારણ કે આજ તો સખત શેઠને બદલે માખણ શેઠાણી આવ્યાં હતાં. તેઓને બી અજાયબી તો લાગી કે "આજ આમ કેમ ?" પણ "કદાચ શેઠની આજ તબીયત સીક હોશે" એમ ધારી સઉ સઉના કામ ઉપર લાગી ગયા. છતાં આજે તેમનો ઉત્સાહ રોજ કરતાં બમણો હતો. ઝપાટાબંધ કન્સાઇનમેન્ટો રિસીવ કરવા મંડી પડયા અને તેની નોંધ લેવાને "મોઠે શેઠચી જરૂર પડલી" એટલે તેમને બોલાવ્યા.

મીસીસ આલાંમાય ઑફીસના ઓરડામાંજ મીનીટની પુરસદ જોઈ શકયાં ન હતાં. (કારણ કે તેઓ તે ઘેરની રાંધણીમાં ભુલીને આવ્યાં હતાં.) તેમાં વળી આ નોંધવાનું લપ આવ્યું પણ કરે બી શું ? ઑફીસનું કામ તો સ્હેલું અને થાક નહિ લાગે તેવુંજ હતું ને ? બળેલા ઝળેલા નોટ પેન્સીલ લઇ બહાર પ્લાટફોર્મ પર આવતાં હતાં, ત્યાં એક વેપારી સાહેબ બારીએ આવી પુચ્યા.

" એઇ મીસ્ટર (મીસીસે પાટલુન ટાઇ પહેર્યાં હતાં. ને માટીડા બન્યા હતા ! ) આજ ઘણા દિવસથી પેલા અમારા

ખીલનો, ચાલુ માગણી છતાં ચેક કાંય નહિ આપતા? લાવો હું
આજે એજ લેવા આવ્યોચ." ખીલ કલેકટરે ખી કલાર્કને રૂપાળા
જોતા કોઇ દિવસ નહિ ને: આજેજ આઇસ ફેકટરી જેવા
શબ્દોથી ઉઘરાણી કરી.

"જી, આય જ જોવની ! મને ઘણુંજ કામ છે, પન,
પન, હું મોકલી આપશ પછી, જરા મહેરબાની" આલાંમાય
મુકાદમે સ્પેનીશ દરાખના લુમખાને લુમખાજ ચખાડી મહેર-
ખાની માગી. "કંઇ નહિ હું કાલે આવશ ! પન તમે શું
આજથી રોકાયલા નવા કલાર્ક છે કે જી ! માફ કરજો"

"હા—હા—જી" કંઇક ગભરાતા ટુંકો ઉત્તર આપી
આલાંમાય નોંધ માટે નાસી છુટયાં અને ખીલ કલેકટર ખી "છે
તો હેન્ડ સમ—" ખબડતો ખબડતો ચાલી નીકળ્યો.

નોંધવાનું કન્સાઇન્સેંટ "ઘેટાનું" હતું ને ઘેટામાં પ્રભુએ
ભુલમાં ચેતન મુકયું હતું કારણ કે પ્રભુને ખબર ન હતી કે
વીસમી સદીમાં ઘેટાનો વેપાર થવાનો છે. એથી ઘેટા સખણા
ન રહે ને એક આમ જાય ને એક તેમ જાય એટલે આલાંમાયને
નોંધતાં ખી ઘણી તકલીફ પડી ને "અરેરે, આય નોંધ તે કેમ
થાય ?" કહી જેમ તેમ નોંધની શરૂઆત થઇ ને જેમ તેમ પુરી
ખી થઇ ને મજુરોને રસીદ આપી. પણ આટલું થતાં બે વાગી
ગયા ને ચાહનો ટાઇમ થયો. ત્યાં તો હેડ મુકાદમ આવી
પહોંચ્યા અને ચાહ સુકાઇ ગઇ.

"અરે શેઠજી ! આપલે તુમી "કનસીમેંટ" પાઠવલે
તો તો કોલાબા મીલ ચે હોતે આણી તો પરેલ મીલવર પાઠવલે?
આતા મીલવાલે માલ ઉચલાંયલા દેઇલ કે નહિ ? આતા કાય
હોઇલ ?" મુકાદમ સાહેબને શી ખબર ? એણે તો ખીચારાએ

બળતામાં ઘી હોમવા જેવું કર્યું; ત્યાં તો એક બીજા વેપારીના કલાર્ક સાહેબ આવી પહોંચ્યા.

"અરે આ શું? મારા સાહેબ! તમે તે પેમેન્ટ આપો છો કે મશ્કરી કરો છો? આ ચેક આપ્યો છે તે ત્રણ દિવસથી બેંકવાળો પાછો ફેરવે છે ને સ્વીકારતો નથી; તમેણી શું આમ ધક્કા ખવડાવો છો મીસ્ટર?"

અરે! સ્હેલી ઑફીસના સ્હેલા માલીક! કયાં ભોગ લાગ્યા કે આ ઑફીસ સાથે પાનું પડયું? બિચારી હાફીસરનું સ્હેલાઇપણું કયાંને કયાં ગેબ થઇ ગયું.

"જરા પછી–મળજો" કહી મીસીસ આલાંમાયને ઉભી ત્રાગે મીલો પર દોડવું પડયું ને પેલા કલાર્ક–મહેતાજી સાહેબ "શું માણસો થાય છે? જાણે બાપાજીનો માલ" એમ બબડતા ઑફીસનું બારણું જોરથી અફાળી ચાલતા થયા.

આલાંમાયનું "કન્સીમેન્ટ" મહા મહેનતે ઠેકાણે પડયું. મીલોમાં તાતીયા કલાર્કોને જેમ તેમ સમજાવી કામ પાર પાડયું, પણ ઑફીસે આવી ઘડીઆળ જુવે તો "સાહડા પાંચ" ને ત્યાં તો ઘેરથી ટેલીફોન આવ્યો:

"ટ્રિંગ........ટ્રિંગ....ટ્રિંગ...."

"હલ્લો........એલવ........"

"એલવ........યસ...."

"કોણ છે ઓ....એલવ....તમે કોણ છેઓ."

"હું....કાંયશું કામ પરીગું....મરેરે ઝટ ભસી મરોની."

"આય જરા જોને ડીયર...."

"મરેરે તમારો ડીયર....હવે ડીયર ને બીયર કરતાં ઝટ બોલોની..."

"આ જો ને ઑફીસેથી ઘેર આવે ત્યારે આટલી વસ્તુ લેતી આવજે....જરા નોંધ કર જોઉં ડીયર......."

"૨ શેર પેપેટા, ૨ શેર કાંદા, ૧ બાકસ પીયર્સનો સાબુ, આય કડછો ભાગી ગયોચ તેમાંનો એક કડછો, દળેલી રાઇ શેર ૦ાા, ખાંડેલા મરચાં શેર ૦ાા, લસણ શેર ૦ાા, આદુ, કોથમીર, લીલા મરચાં ને વળી મારે વરે વેસેલીન પોમેડ, બે નેકટાઇ, બે કોલર ને બે........"

"શી ધાડ આવી છ....વારૂં...."

"ચાલો રહેવા દેઓ....બસ આજતો એટલુંજ લેતી આવજે ડીયર.... બાકીનું કાલે વાત....

× × ×

હવે વાચક, આપણે મી. પેસુણાને બપોરના ટ્રેબલ પર મુકી આવ્યા છીએ એટલે તેમને મળીએ.

ભોજનકાર્ય સમાપ્ત થતાં પેસુણાએ વાસણ બાસણ તો સપાટાબંધ સાફ કરી નાખ્યાં. ઘેરબેર બી આખું ગાખુ વાળી ઝુડી સાફ કર્યું પણ હવે જમીન ધોવાની રહી ને તે બી શરૂ કીધું. અડધીક જમીન ધોઇ ત્યાં તો કંટાળો ચઢાઇ લઇ આવ્યો સવારથી અત્યાર સુધીમાં ઘડી બેસવાની પુરસુદ ન્હોતી મળી છતાં કંટાળાને લઇને જમીન પર લાંબા સુઇ છીકણી સુંઘતા જાય ને જમીન ધોતા જાય. એમ ખુદાના હુકમથી આખર કામ પુરૂં કર્યું. પછી ચાહ કરી પી, વાસણને શાંજ સાટે રાખી ખુરશી પર પગ પર પગ ચઢાવી સીવવા બેઠા ને ત્યાંજ ભાઇજીને સાડાપાંચ થયા એટલે આપણે ઉપર જોયું તેમ શેઠજી પાસે હાફીસ પર ટેલીફોન મોકલાવ્યો.

× × ×

પેસુણાના બંગલા પાસે ટ્રામ ઉભી રહી અને ઘંટડી વાગી તેવાજ હાફીસ અમલદાર આલાંસાય એક ઢગલા મારેલા શરીર સાથે ઉતર્યા. બજારખરીદીના બંડલોનો કંઇ પાર ન્હોતો કંઇ બે માથા પર, આઠ હાથમાં, થોડા ખભા પર, થોડા બગલમાં એમ એક કુરલાનો કુંભાર ઇંટોને ઘોડાના બાઇ પર લાદે, તેમ લદાઇને

મીસીસ પસ્તાકીયા બંગલા તરફ વળ્યાં. પણ સત્યાનાશ જ પડીકાઓનું ! તેઓમાં પણ બેટા જેવું ચેતન આવ્યું હોય તે એક પડે ને એક ઉંચકે ત્યાં બીજું પડે ને કેમેય ઠેકાણે ન રં એમ માંડ માંડ બંગલામાં પેસી, આલાંમાય દીવાનખાનાન ઇઝીચેરમાં ફસડાઇ પડયાં.

હવે ?

બસ તેજ વખત " ડીયર, ચાલની આપરે ફરવા જઇએ કેથે ! " મીસ્ટર પેસુબાએ રાંધણીમાંથી વાસણ ઉટકતાં દીવાનખાનામાં આવી પોતાના ડીયર મીસીસને પાછળથી આઇસક્રીમ જેવે ઠંડે હાથે માથું વીખરાયલા બાલ પર મધ જેવું ચુંબન લઇ કહ્યું: " આય જોની, હું આય બેરકામથી કેટલો થાકી ગયેલો દીસું છું."

ત્યાં તો મીસીસનો પિ-તો ઉછળી આવ્યો ! " હું ઘણીજ થાકી ગઇ છું—તમારે જવું હોય તો જાવ. હું આય ઓફીસકામથી એટલી થાકી ગઇછ કે...." અને એમણે જાણે કવીનાઇન ખાધું હોય તેમ એક ઉંકારો પણ બહાર પડયો.

× × ×

હવે શ્રીમતી આલાંમાય ઘરમાંજ કામ કરે છે અને પેસુબા ઓફીસે જાય છે. પરંતુ હવે " સાંજને સમે " આલાંમાય કોઇ દિવસ ફરવાનું નામ તો નથી લેતાં પણ ઉલટું ઑફીસના નામના છાજીયાં લઇ, પેસુબા આવે છે ત્યારે માથું પસવારી ચુંબન લેતાં જાય છે.



" સમજાવશો કોઇ ફિલસુફી એ સાંજના ચુંબન તણી?"

---